# દાવડાની સ્વદેશી ચીમની



## ભાંગતી કે તૂટતી નથી.

આ દાવડાની ચીમની અબરખની બનાવેલી હોવાથી પાણી, હવા કે ગમે તેટલી લાઇટ વધી જાય તોપણ તડકતી નથી. આથી વાપરનારાઓને પૈસાનો ઘણોજ બચાવ થાય છે. એક ચીમની વરસ સુધી ચાલે છે.

વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવે છે.

દરેક જાતના લેમ્પોની મલે છે. પ્રાઇસ લીસ્ટ મંગાવો.

**ઠે. દાવડાની કું.,** મમાદેવીનાં ફુનારા પાસે, પોસ્ટ નંબર ૩, મુંબઈ.

---

કેશવર્ધક

સેન્ટનો રાજા] **ઓટોવિશ્વ મોહિની હેરઓઇલ.** [બગીચાનો બહાર

**અત્તર-મોહિની**

ખાસ ઉન્હાળાની સીઝન માટે તેમજ કલેજાને શાંત પાડવાને લહેજતદાર ઠંડા સરબતો વાપરો.

સ્વાદિષ્ટ દરેક જાતના **મુરબ્બાઓ—ચટણીયો** પાચનશક્તિને વધારનારાં છે.

પવિત્ર. **ગંગા ગુલાબજળ—કેવડાજળ.** [દેવ મંદિરને શુદ્ધ રાખવા] લાયક છે.

**શુદ્ધ આંબળાનું તેલ.**



**મોરસલી.** હેર ઓઇલ વાપરો.

**ધાતુપુષ્ટીની ગોળીઓ** ગમે તેવી નબળાઇને દુર કરી પુષ્ટી આપે છે.

**શુદ્ધ સાચા મોતીનો સુરમો.** આંખના તમામ દરદોને આરામ કરે છે.

શુદ્ધ **ચંદનનું તેલ-સુખડનું તેલ** ખસ, ખુજલી, ખરજવું તેમજ ચામડીના ચેપી દરદોને આરામ કરે છે.

**શુદ્ધ મસાલાનું તેલ**

આ શિવાય અમારે ત્યાં દરેક જાતના સેન્ટ, સાબુ, દેશી અત્તરો, કેશર, કસ્તુરી, બરાસ, પાચનશકિત વધારનાર દ્રાક્ષાસવ, ચોખ્ખું મધ છુટક તેમજ જથાબંધ મળશે.

**લાલા બીસનદયાલ ધરમદાસ દીલ્લીવાળા,**
મોતી બજાર-મુંબઇ નં. ૨.

અઠ્ઠાવીસ અપૂર્વ વિવેચનનિબંધો

# વિવેચના

કર્તા

પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી એમ એ.

"હૃદય, બુદ્ધિ અને દર્શનશક્તિને જે વિષયે હલાવી મૂક્યા હોય તે જ વિષયનો સ્વાનુભવ ' વિવેચના 'માં લેખરૂપ ધરે છે. લેખ-લેખનાં પ્રેરક કારણ જુદાં હોવાથી શૈલીનું વૈવિધ્ય-લેખરૂપનું વૈવિધ્ય સહજ બન્યું છે, છતાં કોઈ કારણ એક જ હોત તો પણ શૈલીવૈવિધ્ય અવશ્ય આવત, કારણ કે કથાની એકરૂપતા, એકતાનતા આ વિવેચકને મને રસશુદ્ધિની કરનાર છે અને કલા જીવનનું બળ છે " પ્રા મનજરાય જુ દેસાઈ ('રૂપનું અક્ષરરૂપ વાઙ્મય )

પાકું પૂઠું : ઊંચા કાગળ : રૂ અઢી

સોલ એજન્ટ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરોડ : અમદાવાદ



## સજ્જન ગ્રાહકોને !

'વીસમીસદી'ના ખંતીલા અને બાહોશ અધીપતિ રા. હાજી મહમદના અવસાનથી એ પત્ર બંધ પડયું. ગુજરાતી માસીકોમાં એ ઢબનું સચિત્ર અને સરલ વાંચનવાળું કોઇ માસિક હોય એવી 'વીસમી સદી'ના વાંચકોની ઇચ્છામાંથી 'ગરવી ગુજરાત'નો જન્મ થયો છે, અને આજે આં સાતમો અંક બહાર પડે છે. આ સાત અંક જોતાં અમારા સજ્જન ગ્રાહકોને એટલું તો અવસ્ય જણાયું હશે કે અમે લવાજમના પ્રમાણમાં વિશેષ કર્યું છે. સચિત્ર માસીકનું ખર્ચ અસાધારણ હોય એ કહેવાની જરુર નથી. ચિત્રોની ડીઝાઇનો બ્લૉકોને સારા છપાવવા માટે ગ્લેઝડ કાગળ ઉપરાંત આ માસીક છપાઇનું બમણું ખર્ચ છતાં મુબઇમાંજ છાપવાનું સુગમ પડે.

અમારા પ્રયાસમાં ત્રૂટીઓ હશે તેનો અમે ઇન્કાર કરતા નથી છતાં અમારી અભિલાષા 'ગરવી-ગુજરાત'ને વધારે ઉપયોગી, સારા ચિત્રો અને ઉત્તમ લેખોથી સુશોભીત કરવાની છે. આ અમારી અભિલાષા પૂર્ણ થવામાં અમે અમારા સજ્જન ગ્રાહકોની સહાનુભૂતિની આશા અવશ્ય રાખી શકીએ.

અમારા ગ્રાહકો તેમજ વાંચનારા બંધુઓ જો આ માસીકનાં ગ્રાહકો વધારવામાં થોડી પણ સહાય કરે તો અમે આથી પણ વિશેષ સારૂં કામ કરી શકીએ એવી અમારી શ્રદ્ધા છે. આ અંકની સાથે એકેક કાર્ડ મોકલવામાં આવેલ છે જે ભને તેમણે પોતાના મિત્રોમાંથી ભરાવી મોકલવા વિનંતી છે.

પ્રથમના ચાર અંકો સિલ્લીકમાં નથી. તેમજ વી. પી. નું ..... વધી ગયેલું હોવાથી ગ્રાહક થનારા ભાઇઓએ પોતાનું લવાજમ મની ઓર્ડરથીજ મોકલ

તંત્રી 'ગરવી ગુજરાત.'



# ગરવી ગુજરાત.

માસિક પત્ર.

પુસ્તક ૨ જું, ] તંત્રી. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર. [ અંક ૧ લો.

## નવેમ્બર ૧૯૨૧ ના અંકની અનુક્રમણિકા.

કવર ડીઝાઈન: દેશ ભક્ત લાલા લજપતરાય. ફોટો મેસર્સ પી. ગોમસની કુ.

મુખ પૃષ્ઠ: હૃદયની પ્યાસ: વહુ એ રકાબી લઇ આવી. ચિત્રકાર મી. સુંદરરાવ ગોરક્ષકર.



લવાજમ— હિન્દમાં રૂા. ૬, હિન્દ બહાર રૂા ૭-૮, છૂટક નકલ બાર આના

ઠેકાણું—ગરવી ગુજરાત ઑફીસ કેશવજી દામજી ન્યુ બીલ્ડીંગ, વડગાદી, મુંબાઈ નં. ૩.

# અમારો આવતો અંક.

## ડીસેમ્બર ૧૯૨૧.

કવર ડીઝાઈનઃ દેશબંધુ ચિત્તરંજનદાસ ફોટો રા. વીરકર.
મુખપૃષ્ઠઃ અસહયોગ પ્રવાહ ચિ. મી. સુંદરરાવ ગોરક્ષકર.
લેશું ! (સચિત્ર.) રા. શયદાની સ્વરાજ્ય અને સ્વતંત્રતાના ભાવોથી ઉભરાતી ગઝલ ચિત્રકાર રા. નાણાવટી.
જયભારતનોઃ રા. કેશવ હ. શેઠ. એમનું જુસ્સાદાર ભાષામાં લખાયલું રણગીત.
એજ અમે સંતાનઃ રા. નરેન્દ્ર સ્વતંત્રતાની આજની લડતમાં ભારતના પુત્રપુત્રિઓને પોતાના કર્તવ્યનું ભાન કરાવનારૂં રસમય કાવ્ય.
ગરવી ગુજરાતઃ રા. કૃષ્ણબંસી. નવિન ગુજરાતનું ગૌરવ દર્શાવતું કાવ્ય.
"તેતો મર્યા બાંધી કફનઃ" રા. જયકૃષ્ણ. એક પ્રેમશૌર્યથી ભરેલું કાવ્ય.
દેશબંધુ ચિત્તરંજન દાસઃ (સચિત્ર) ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર ૩૬ મી હિન્દી પ્રજાકિય મહાસભાના ચુંટાયલા પ્રમુખ અને હાલમાં સરકારનું જે લખાતું સેવતા દેશબંધુ દાસના ઉદાર અને અનુકરણિય જીવનની રૂપરેખા.
હંગેરીમાં અસહકારઃ (સચિત્ર.) રા. રત્નસિંહ દિપસિંહ પરમાર. હંગેરીમાં અસહકારથી ત્યાંની નિરાધાર બનેલી પ્રજા ઓસ્ટ્રીયન સલ્તનતની જુલ્મી જુસરીમાંથી કેવી રીતે મુક્ત થઇ તેનો મનનીય હેવાલ. હંગેરીના જાણીતા દેશભક્ત ડેકનાં કેટલાક સિદ્ધાંતોના નિરૂપણ સાથે.
સાચો અસહકારીઃ (સચિત્ર.) શ્રીયુત લક્ષ્મણસિંહ ભટ્ટ. આ વાર્તામાં એક સાચા અસહકારીના બલિદાનનું કરૂણાજનક ચિત્ર છે. આ નાની કથા એવા તો સરસ ઢંગથી લેખક મહારાયે લખી છે કે પુરી કર્યા વગર રહેવાય જ નહિ. ચિત્રકાર મી. ગોરક્ષકર.
ઇતિહાસ મશહુર સુરપ્રજાનો ઉદય અને અસ્ત. (સચિત્ર) ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર. આ ચાલુ લેખનો વિશેષ ભાગ.
ચાલુ વાર્તાઃ હૃદયની પ્યાસઃ (સચિત્ર.) શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી આ સામાજિક ચાલુ વાર્તાનો આકર્ષક વિશેષ ભાગ ચિ. મી. ગોરક્ષકર.

[ આ અંકમાં જાણીતા દેશભક્તોકે જેમાંથી કેટલાક સરકારની કૃપાદૃષ્ટિથી હાલ જેલની ભૂમિને પવિત્ર કરી રહ્યા છે. તેમના ફોટો આપવામાં આવશે આ ફોટાની સંખ્યા લગભગ વીસની થશે. સાથે બે ત્રણ ચાલુ સ્થિતિપર કારતુનો પણ આપવામાં આવશે. ]



(ચિત્રકાર ] હૃદયની પ્યાસ. [ શ્રી સુંદરરાવ ગોરક્ષકર.

વહૂ બે રકાબી હાથમાં લઇ આવી.

[ સર્વે હક્ક સ્વાધિન ]



પુસ્તક ૭ મું          નવેમ્બર ૧૯૨૧.          અંક ૨ જો.

# બલિદાન.

રચનારઃ રા. ગથરા.

( મુસદસ )

હાથમાં લેતાં કલમ, મારી રૂદન કરતી હતી,
શું લખું ? લખવા જતાં, મુજ કલમ થરથરતી હતી
ઉર્મિઓ થઈ આગ રૂપે કલમથી ઝરતી હતી,
શાહીમાંથી શોકની જ્વાળા નજર તરતી હતી.
રહેતા તરંગો નેજ તેથે મદતા ખારી હતી,
આ હૃદયને પૂછી જુઓ કે શું દશા તારી હતી ?

૨.

હૃદય પીગળી આંખથી, આંસુ વહે છે આહથી, આ કથન કહાણી નથી, દિલ દુઃખ કહે છે આહથી
રે શું બતાવું હૃદય ભાર શું સહે છે આહથી, આહથી બોલાવના મુખ બન્ધ રહે છે આહથી.
એ શોકની સંધ્યા હતી, મુજ ભાગ્ય શું ભોની હતી ? બાળ વયની બાળકી એક વાળ ઉપર રોતી હતી.

૩.

પ્રેમ શું શું સમ બન્ધન, તે ખબર મનમાં નથી,
પ્રેમ ના પુષ્પો પમરતાં, ઉર ઉપવનમાં નથી.
નિર્દોષ છે રેલી રમકડું અંગ યૌવનમાં નથી,
છે અજાણી બાળ કાંઈ જાણું જીવનમાં નથી.
તે છતાંયે મેઘ જેમ વૃષ્ટિ કરે છે આંખથી,
હાય ભાગ્યના અગૂઢ મોતી ખરે છે આંખથી.

૪.

સમજુ ન હોતી દિન તે, જીવન ઉષા સંધ્યા થઈ, આવી ન આવી ચાંદની, પ્રીત્મા વગર ચાલી ગઈ.
વીજ ચમકી, મેઘ ગર્જ્યો વાદળી વરસી નહિ: પણ બાલિકા સમજી નહિ કે શું દશા મારી થઈ.
મુખ ચન્દ્રપર આજે બનિ ભાવા હણીતી શોકમાં નહોની ખબર કે જાય છે આજે પતિ પરલોકમાં

૫.

ખીલતી કળી સમ બાળ, આ આજે ખીલી'તી અંગમાં,
લજ્જા હતી લોચન મહિં, તે પર હતા સર સંધમાં
તે ભાવનાઓ રાખતી તાણી કંચુકી તંગમાં,
યૌવન સમયમાં અંગ પણ રહે છે સદા ઉછરંગમાં
સ્નેહના બાંધી તરંગો બાળ આ ફરતી હતી,
તે પર વિધાતા ખડખડીને હાસ્ય બહુ કરતી હતી.

૬.

શું લખું એ શેવ જેવા કેશની શું થઈ દશા, ઉરના અતિ ઉદ્વેગ ને આવેશની શું થઈ દશા,
સૌભાગ્ય કંકણ હાથના એ વેષની શું થઈ દશા, નવયૌવના થાવા પછી હમ્મેશની શું થઈ દશા
એ દશા થઈ કે દશા જોનાર પણ રડતા હતા, બાલિકા મૂર્છિત હતી આંસુઓ પડતાં હતાં.

૭.

આ બિચારી બાળકીનો, જગતમાં આધાર શું ?
શું જીંદગી શું જીવવું, એ જીવવામાં સાર શું ?
તલવાર આથી તેજ કોઈ પણ હશે તલવાર શું ?
બાળનારો બાળકીને છે અવર અંગાર શું ?
ધર્મની જે ભાવના આજે નથી કંઈ ધ્યાનમાં,
આપી રહ્યાં છે લગ્ન બહાને બાળકી બલીદાનમાં.

---

## પ્રેરણા.

"બજાવો પ્યારા ! હૃદય સિતાર.—"
કર્મયોગની મંજુ-મોહિની, ભરી ભરીને એક તાર.
—બજાવો પ્યારા ! હૃદય-સિતાર. ૧
ફુંકી દે નવ-મંત્ર જગતમાં, થાએ પતિતોદ્ધાર;
ઓ ! નીરસ મરૂમય માનસમાં, વહવ સુધાની ધાર.
—બજાવો પ્યારા ! હૃદય સિતાર. ૨
સામ્ય-નદીનું નૃત્ય નચાવો, ભ્રાતૃ ભાવ વિસ્તાર;
રેલી દો સ્વર્ગીય અહીં તો, ફરીથી શાંતિ અપાર.
—બજાવો પ્યારા ! હૃદય સિતાર. ૩
તેત્રીસ કોટિ સ્વરોથી જ્યારે, ઉચરાશે ઝણકાર.—
જય-ભારત જનની દુઃખ શમની, જય જય પાલનહાર.
—બજાવો પ્યારા ! હૃદય સિતાર. ૪

સિકંન્દ્રા,
૧૫. ૧૦. ૨૧.

દિનેશ ત્રિવેદી.

ગુલાબ પાણી ભરવા જાય ત્યારે ત્હેને ખાત્રી હતી કે બારીમાંથી નક્કી નજર બ્હાર પડે છે! સરસ્વતી, અને ગુલાબ વારંવાર ત્યાં ઉભા રહેતાં. ક્યારેક સરસ્વતી આવવાની હોયે તો ગુલાબ રાહ જોતાં ત્યાં ઉભતી. એક દિવસે ગુલાબ તેમ ઉભી હતી. તેટલામાં ચંદ્રવદને બારીમાંથી રામાને બોલાવ્યો. સ્નેહનું બાલસ્વરૂપ હમેશાં આવી રીતે વ્યકત થાય છે.

ચંદ્રવદન અને ગુલાબની આંખ મળી. આંખ મળ્યા પછી સ્નેહનો વિકાસ અદ્દભુત રીતે વધે છે. ત્યાર પછી ગુલાબને ચંદ્રવદનની આંખ વારંવાર અકથ્ય ઇતિહાસ કહી બતાવવી. અને ચંદ્રવદન પણ ઘનશ્યામનો ઓળખીતો થયો હતો.

ઘનશ્યામે નિશ્ચય કર્યો કે ચંદ્રવદન સાથે ગુલાબને ચોક્કસ પરણાવવી. ગુલાબને પણ એ વાતના સ્વર પડયા. હવે ચંદ્રવદન તથા ગુલાબ જ્યારે મળતાં ત્યારે જરાક આંખમાં હસતાં.

ચંદ્રવદન પાછો અભ્યાસ માટે ગયો. જવાની આગલી રાત્રે સરસ્વતી ગુલાબ પાસે અમસ્તી ગઇ હતી ને ગુલાબને ઘર સુધી મૂકવા આવી એકાંત શી રીતે શોધવી એ વિજ્ઞાન્ પુરૂષ કરતાં સ્ત્રી સ્વભાવને વધારે અનુકુળ છે. ચંદ્રવદન ગુલાબને મળ્યો. ચંદ્રવદનને ખબર હતી કે પોતાની સામે નિર્દોષ મુગ્ધાનું સ્નેહી હૃદય ધડકી રહ્યું છે. આટલી ટૂંકી મુલાકાતમાં ગુલાબ પોતાનાં આનંદી સ્વભાવ પ્રમાણે આનંદ પ્રસરાવતી ગઈ.

"જોઉંછું! હવે આવો ત્યારે વાત. બેન પર વ્હાલ છે કે ગુલાબ પર સારે ખબર."

"જરૂર ભૂલું તો સંભારજો."

"ના."—ગુલાબે જરાક મરડાઇને કહ્યું—"સંભારવાનો ઠરાવ નથી. કાગળ લખવો હોય તો લખજો."

એમ કહીને ત્હમારે મ્હારા અક્ષર જોવા છે"

"ત્હારા કરતાં કાંઈ ત્હારા અક્ષર વધારે વાંકા નહિ હોય." ગુલાબ અને ચંદ્રવદન જૂદાં પડયાં.

ચંદ્રવદન શાંત લેખાતો. તે અભ્યાસી છતાં મળતાવડો મનાતો. વિદ્યાર્થીઓને ત્હેના પર પ્યાર હતો. તેમ ચંદ્રવદન સૌની મુસ્કેલીમાં સાથે જ હોય. ચંદ્રવદનને સૌ મોટો માનતા છતાં તેનામાં ન્હાનાના જેવી રસિકતા જોઈ, ચંદ્રવદન ન હોય તે આનંદ શુષ્ક લેખાતો.

એક વખત બધા 'કોલેજીઅનો' સાથે ચંદ્રવદન પણ ડુંગરમાં ઉપડયો. કોલેજીઅનોને એ એક આનંદ હતો. સૌ સાથે ચાલ્યા. ખૂબ આનંદ ચાલ્યો. એક ન્હાની ટેકરી જરાક સપાટ ને સીધી ચડાવની હતી. પગથી બહુ ન્હાની હતી તે પગથીમાં અકસ્માત કોઈ પડે તો લાગે તેમ હતું. ઉપરથી, એક જણાનો પગ સર્યો કે તે નીચે જ પડયો છે. નીચે તળાવનું પાણી હતું. એક જણનો પગ ચોક્કસ સર્યો. તે ચંદ્રવદનના પગ પાસેથી જ નીચે ચાલ્યો. ચંદ્રવદને તરતજ એને પકડયો પણ એના જોરથી પોતે જ નીચે ગબડયો. જ્યારે પહેલો પડનાર ત્યાં જ અટકયો. ચંદ્રવદન નીચે ગબડયો ને એક ટેકરીપર અફળાયો. સૌ દોડ્યા. ચંદ્રવદનને સારી રીતે ઇજા થઈ હતી. એનો એક પગ ખોટો થયો. હાથ ઠુંઠો પડયો. આંખે જરા ઇજા થઈ. કેટલાક મશકરાઓએ એનું નામ રાણો સંગ પાડયું.

મનુષ્યમાં ખોટ હોય છે ત્યારે તેના પર એક જાતની સદાની ગ્લાનિ રહે છે. ચંદ્રવદન ઘરે આવ્યો. પણ આ વખતે એનો પગ ભારે હતો. સરસ્વતીએ એની મશ્કરી ન કરી. પણ આવું જોઈ આંખમાંથી આંસુ લોહ્યું. નંદનાથ શાંત ચ્હેરે જોઇ રહ્યો. ઘરમાં એક જાતનું ગંભીર વાતાવરણ આવ્યું. ચંદ્રવદન પરાધીન હતો. તે હવે પોતાના ઓરડામાંથી બહુ બહાર ન નીકળતો. એકલો ઓરડીમાં બેસતો. એમાં બધે ફેરફાર જ થયો. હવે ગુલાબને જોવાની ત્હેણે ઇચ્છા પણ ન કરી. ગુલાબ બારી પાસેથી નીકળતી, ત્યારે મ્હોટેથી સરસ્વતીને બોલાવી, ખબર કરતી. છતાં બારી

તો સજ્જડ બંધ રહેતી. જાણે અંદર કોઇ નથી.

ઘનસ્યામને ચંદ્રવદનના અકસ્માતની ખબર પડી. એનું મન વ્યગ્ર થયું પણ છેવટે આ વાત મનમાંથી કાઢી નાંખી. ગુલાબને માટે બીજી તજવીજમાં પડયો.

ચંદ્રવદન હવે દેખાતો નહિ, અને તેટલાજ માટે ગુલાબ ત્હેને મળવા માંગતી હતી. હવે સરસ્વતી ચંદ્રવદનની વાત ન કરતી, તો ગુલાબ એ વાત કાઢતી. ચંદ્રવદનના અકસ્માત પછી એ વધારે પ્રફુલ્લ બની દેખાતી. જોકે એનું મન વ્યગ્ર બન્યું છતાં એનો નિશ્ચય તો આગળથી જ થયેલો હતો. ગુલાબ આનંદી રહે છે, એટલે સૌએ ધાર્યું કે, તે ચંદ્રવદનને ભૂલી ગઈ છે. ગુલાબના ઉંડા અંતરમાં ચંદ્રવદન જ હતો. માત્ર ચંદ્રવદન ગુલાબને ભૂલવા બારણાં બંધ કરી બેસતો.

ઘણા દિવસ ચાલ્યા ગવા. ઘનસ્યામનું અકસ્માત મૃત્યુ થયું. હવે ગુલાબ એકલી પડી. ત્હેની મા વહેલાં મરી ગઈ હતી. કુટુંબનાં બીજાં માણસો દૂરનાં સગાં હતા. ઘનસ્યામે ટ્રસ્ટી તરીકે નંદનાથને નીમ્યા હતા. નંદનાથે ગુલાબને વ્યવસ્થા કરી આપી. એમનું અંતઃકરણ એક જ વાતે દુઃખી હતું. ગુલાબને ક્યાં આપવી?

ગુલાબ હવે નંદનાથને ત્યાં વારંવાર જતી. પરંતુ બારીમાંથી કોઇ ત્હેના તરફ જોતું ન હતું નંદનાથે ગુલાબ માટે શશીભૂષણ નામનો યુવાન શોધી કાઢયો. શશિભૂષણ ને એક વખત ઘનસ્યામની મદદ હતી.એ વખત એનું અંતઃકરણ ડંખ્યું, એક અકસ્માત ન બનત તો આજે ચંદ્રવદનને ગુલાબ સાથે મળેલી જોઈ નંદનાથ હર્ષથી કુદત. ગુલાબનું વળણ પણ નંદનાથના ઘરતરફ પ્રથમથી જ હતું. નંદનાથને આ ખબર હતી. પણ જ્યારે ગુલાબને ખબર પડી કે નંદનાથ શશીભૂષણ સાથે કાંઇ વાતચિતમાં રોકાય છે, ત્યારે ત્હેણે એક દિવસે કહ્યું.

"દાદાજી! બાપુજીનું મન ત્હમે સાચવતા નથી." નંદનાથ જરાક દુઃખી થઈબોલ્યો "કઈ બાબતમાં બેટા?" ગુલાબે નીચે જોયુંઃ નંદનાથ સમજ્યો.

"બેટા! ત્હને દુઃખી જોવા હું રાજી નથી. ત્હારૂં સગપણ કોઇપણ રીતે ચંદ્રવદન સાથે નહિ બને." નંદનાથ એમ સમજ્યો હતો કે ગુલાબના મનને એમ થયું છે કે એનું ભવિષ્ય હું ચંદ્રવદન સાથે જોડવા ઇચ્છું છું. તેથી જ આજે તે દુઃખને લીધે શરમ હઠાવી આટલું બોલી.

ગુલાબ કાંઈ બોલી નહિ. જતાં જતાં કહેતી ગઇ. "દાદાજી! સરસ્વતી બહેનને જરૂર પુછજો."

"બેટા! તું ચિંતા કરતી નહિ. ચંદ્રવદન મ્હારો દીકરો છે પણ તું મ્હારી દીકરી છે!"

સરસ્વતીને મળ્યા પછી નંદનાથ મોટી ચિંતામાં પડયો. ગુલાબની હઠથી ગુલાબ દુઃખી થાય; નંદનાથ પર લોકને આરોપ ચઢાવવાનું કારણ મળે; ને શશીભૂષણને આપેલું વચન વ્યર્થ જાય. શું કરવું?

તે દિવસે નંદનાથ ચંદ્રવદન પાસે જઈ પ્હોંચ્યા. ચંદ્રવદને એક મોટી છબી કાઢવી શરૂ કરી હતી. કેટલાંક ચિત્રો અસ્તવ્યસ્ત પડ્યાં હતાં. નંદનાથ આવ્યા.

"ચંદ્રવદન! ત્હને અકસ્માત થયો એ દૈવઇચ્છા હતી."

"હા,"

"હવે એટલા માટે ગુલાબ આપણા કુટુંબમાં આવે તે ઠીક નહિ. ગુલાબ છોકરું છે. બાલહઠ ને સ્ત્રી હઠ છે, એની કુલમર્યાદા સાચવવા એ આપણા કુટુંબમાં આવવા આગ્રહ કરે છે. કાંઇક સરસ્વતીની દોસ્તી. પણ ખરી ઉદારતા એને ઝંપલાવતી બચાવવામાં છે!"

ચંદ્રવદન બોલ્યો "એનું ફીકકું મુખ આજે પ્રકાશ્યું. મ્હારો પણ એજ અભિપ્રાય છે. અકસ્માત થયા પછી, એ બોલતાં એના મ્હોંપર

જાણે આવી—હું ગુલાબને ઓળખતો પણ નથી તેવી રીતે વર્તો છું !"

છતાં હું હને ચેતાવું છું. તુ ગુલાબને સમજાવજે. ન માને તો ધિક્કારજે. પણ એ સુખી થાય તેમ કરવાનો ધર્મ છે !"

નંદનાથ ગયા આજે માત્ર ચંદ્રવદનની ઓરડીની બારી ખુલી હતી. નંદનાથ ગયા પછી ચંદ્રવદન ઉભો થયો હાથમાંની છબી તરફ જોઈ રહ્યો: એ ઘડીભર પોતે પોકાર્યો કે ને જુઓ.

ઓ પ્રભુ ! તૂ એક જાણે છે કે હુ ગુલાબને જેવા—કેટલી ચાહું છું !

ને બારી બંધ કરવા ગયો ત્યારે ત્હેના હાથ માંથી છબી ખુરશી પર પડી રહી તેની આંખમાં આંસુ હતાં ને કોઈ જલ્દીથી બારી પાસે દોડી ગયું તે તરફ ત્હેનું ધ્યાન ગયુ પણ આંસુને લીધે જોઈ શક્યો નહિ તેણે આંખ સાફ કરી ત્યાં જનાર બહુ દૂર પહોંચી ગયેલ.

તે દિવસે વરસાદ પડ્યો હતો. રાત્રિ ઘોર અંધારી હતી ચંદ્રવદને સહેજ પવન લેવા બારણું ખોલ્યુ ત્યારે વરસાદના છાંટા પડતા હતા ત્હેણે બારણું બંધ કર્યું દીવો સળગાવી એક છબીપર થોડું કામ અધુરૂં હતું તે પુરૂં કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

એની ખુરશી પાછળથી ગુલાબનો મધુર હાથ પીંછી પર પડ્યો !

"ચંદ્રવદન, છબી ચિતરો છો ને પોતે જ માંદા છો." ચંદ્રવદન સફાળો ખડો થયો. "ગુલાબ ! માંદી થઈ છે ! હાથે કરીને દુઃખી થાવું છે ! હું અપંગ છુ વિચાર કર !"

"હુ ત્હમને હજી એટલાજ ચાહુ છું."

"જુઓ આ હાથ પગ ! આંખ નિસ્તેજ છે !"

"નિસ્તેજ આંખમાં આત્માનું તેજ ચળકી રહ્યું છે. ત્હમે ત્હમારી ખોડથી વધારે વ્હાલા લાગો છો !"

પરન્તુ હું ત્હને ધિક્કારૂ છુ મ્હને ત્હારા પર પ્યાર નથી."

મ્હને અપંગને અપયશનો ભાગી ન બનાવ."

"ત્હમારી છબી બધુ જૂઠુજ કહે છે." ગુલાબનો મધુર સ્વભાવ ખીલી નીકળ્યો ચંદ્રવદન કાંઈ બોલે ને પહેલા ત્હેનો હાથ પકડી લીધો ત્હમે અપંગ છો માટેજ બીજા કરતાં ત્હમારે ગુલાબના હાથની જરૂર છે !"

"દસવાગ્યે ચોરની પેઠે બારી પાસેથી તુ નાઠી ગઈ હઈશ !"

ગુલાબે હસતા જવાબ આપ્યો, "ના હું ન હતી ત્હમે હમણા બારીમાંથી ચોરી નથી કરતા માટે સ્વપ્નું આવ્યુ હશે."

વરસાદ તૂટી પડ્યો.

"ગુલાબ કહે છુ બીજાકે માટે ઘેર નહિ જાઉં-વળી ત્હમને શરદી લાગે તો સગડી કોણ સળગાવે ?"

* * *

બીજે દિવસે ખબર પડી કે શશીભૂષણ ચાલ્યો ગયો હતો. ગુલાબે ઠાવકે મોંએ કહ્યુ: કદાચ એણે બારીમાંથી ચોરી કરી તેની શિક્ષા થઈ હશે. વખતે ત્હમે બારીમાંથી ચોરી કરી તેની શિક્ષા અપાવવા ગયો હોય ! અને-ગુલાબે હસતા હસતા ઉમેર્યું-વખતે ઘનશ્યામની પુત્રીના રસ્તામાંથી ખસ્યો હોય !




રચનારઃ રા. ગિરીશ.

આજે છે લગ્ન, બ્હેન આજે છે લગ્ન,
ભારતને આંગણે આજે છે લગ્નઃ
યુગયુગના અન્ધકાર સર્વ વીસાને
થયું પ્રભાત ઉજવાળું,
પગમાં ઉમંગ બ્હેન, હૈયે ઉમંગ ઘણો
ભારત ભાગ્ય રઢિયાળું !
હો બ્હેન ! આજે છે લગ્નઃ
અન્તરનો હર્ષ બ્હેન, દાબ્યો દબાય નહિ
બંને ને નોયન ગડગડતી,
માડીનો જાયો આજ ચડશે ફુલેકે
ભાગ્યની રેખ ઉઘડતી !
હો બ્હેન ! આજે છે લગ્નઃ
કન્યા સ્વતંત્રતા આવી આરોપશે
જયની વરમાળ વીર હૈયે,
ભાભીને ભાવથી બ્હેની, અપનાવશું
ચાંપીને આપણે હૈયે.
હો બ્હેન ! આજે છે લગ્ન.
ભારતને આંગણે આજે છે લગ્નઃ

# લંડનની સ્ત્રીઓ.

લેખક: પ્રોફેસર કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ., લંડન

"......During the middle years of the last century English society generally had imprisoned itself and was its own gaoler The male portion of it might, like the starved prisoner of the anecdote, open the window eventually and get out; but the women were more definitely imn tred Women had been told of their 'Subjection' by Mill in 1869, but only a few of them agreed with him. The majority thought imprisonment decorous and every person was genteelly handicapped—except those who were not genteel at all"

—"A Woman Correspondent" in "The Times"

લન્ડનમાં પગ મૂકતાને વાર જે પહેલી નજરે મ્હેં દીઠી તે લન્ડનના જીવનકલા લન્ડનની– અથવા તો આ પાશ્ચાત્ય દુનિયાની સ્ત્રીઓના સંબન્ધી હું તદ્દન અજ્ઞાન તો ન્હોતો જ, બલ્કે સ્ત્રીઓના જીવન સંબન્ધી તથા સ્ત્રીઓની હિલચાલો સંબન્ધી બનતું તેટલું જાણવાને તૈયાર રહેતો. તેથી અહીં જે દીઠું ને જેની આ નોંધ છે તે અજાણ્યું અકલ્પ્ય નવાઈ નથી; પરન્તુ કેટલીક વાર મનથી જાણેલી વસ્તુ જ્યારે અનુભવમાં આવે છે ત્યારે આપણા પૂર્વ-અનુભવની સરખામણીમાં એ નવીન સમાન લાગે છે. લન્ડનના જીવનને માટે પણ એવું કહી શકાય. અલબત્ત હવે આ કંઈ એકલા લન્ડનમાં જ અનુભવાય છે એમ નથી, યૂરોપ અમેરિકાના ઘણા દેશોમાં આ દૃશ્ય ને આ અનુભવ સુલભ છે. પણ મ્હારું પ્રથમ દર્શન લન્ડનમાં થયું, અને લન્ડનનું એ એક નવાઈ ભર્યું લક્ષણ પૂર્વખંડના વાસીને તો ઘણા કાળ લગી લાગશે જ.

આથાના મ્હારા એક મિત્ર, મ્હારી સાથે અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા તે, પહેલી વાર મુંબાઈ ગયા, ત્યારે મુંબાઈમાં સૌથી વધારે આશ્ચર્યકારક દર્શન શેનું થયું એમ મ્હેં પૂછ્યું હતું, એના ઉત્તરમાં એમને કહ્યું હતું "મુંબાઈની સ્ત્રીઓ મ્હેં પહેલાં કદી પણ ને કદી પણ ન દીઠું હોય એવું મુંબાઈમાં દીઠું હોય તો તે મુંબાઈની સ્ત્રીઓ છે. શું કહું ! અમે એક વાર ટ્રામમાં જતા હતા ત્યારે એક સારા કુટુંબની યુવતી ટ્રામમાં ચઢી. એની સાથે નોકર હતો પણ એને માટે જગ્યા ન્હોતી તેથી એ ચઢી શક્યો નહિ. પણ તમે માનશો ! એ હિન્દુ યુવતી એકલી પડી તેથી જરાય ગભરાઈ હોય કે મુંઝાઈ હોય એમ લાગ્યું નહિ, ઉલટું પૂરેપૂરી સ્વસ્થતાથી તેણે ટીકીટ લઈ મુસાફરી કરી . અને અમારે અમારી સ્ત્રીઓને ન્હાના શહેરોમાં પણ કાંઈ લઈ જવી કે મોકલવી હોય તો, ઓહો, કેટલી મુશીબત પડે માણસો, ટાંગા, ગાડી, પડદા ..કાંઈને કાંઈ તકલીફ પડે." જ્યાં મુંબાઈનો તો આ એવો સાધારણ બનાવ છે કે એ ઉપર ધ્યાન ખેંચાતું નથી ને મુંબાઈવાસીને વિસ્મય થાય

પણ આ અવલોકન કેટલું સાચું છે, મહત્ત્વનું અર્થગંભીર છે, તેનું ભાન મુંબાઈવાસીઓને કદાચિત્ નહિ જ થાય. પરંતુ હિન્દમાં મુસાફરી કરનારને

તો તે સારી પેઠે થશે જ. આખા હિન્દુસ્થાનમાં મુંબાઈ એક જ શહેર છે જ્યાં આટલી બધી હિન્દી સ્ત્રીઓ આટલી છૂટથી બહાર નીકળે છે, જ્યાં સ્ત્રીઓ કાંઈક નિર્ભય ખબડદાર તથા આત્મરક્ષામાં કુશળ થઈ છે, અને જ્યાં સ્ત્રી–પુરૂષોનાં મિશ્ર સંમેલનો આટલે અંશે થઈ શકે છે. કલકત્તામાં બ્રમ્હોસમાજે ઘણું કર્યું છે, દક્ષિણ હિન્દમાં પડદાની સખ્તાઇ નથી ઉત્તરમાં ને મધ્યમાં ય પડદો આછો થતો જાય છે અથવા હળવે હળવે ઉચકાય છે, છતાં એટલી વાત સિદ્ધ છે કે યાત્રાના તીર્થો આગગાડીઓ સિવાય બીજાં બધાં સ્થળો લગભગ સ્ત્રી શૂન્ય જ હોય એમ પ્રવાસી દૃષ્ટિને લાગે છે. બધે પુરૂષો ને પુરૂષો જ–સ્ત્રી દેખાય તો તે અપવાદ જ. ધીરે ધીરે રાષ્ટ્રીય સભાઓમાં સ્ત્રીઓની હાજરી વધી છે, પણ ત્યાં ય "સ્ત્રીઓને માટે ખાસ ઈલાયદી ગોઠવણ" અને અમુક જાતનો પડદો તો ખરાં જ. મુંબાઇની ચોપાટી, ગિરગામ કે ભૂલેશ્વર એ આ રીતે અન્ય પ્રાન્ત-વાસીને અદ્વિતીય લાગે છે. પ્રવાસીને બાહ્યદર્શનમાં લાગે તેમ આન્તરદર્શન કરનારને ગૃહજીવનમાં ય એવો જ કાંઇક તફાવત લાગે છે.



ધી આરશીયનેસ ઑફ મીલ્ફર્ડ હેવન.

જેણે નામદાર પ્રીન્સ ઑફ વેલ્સને ખાણાનું આમંત્રણ કર્યું હતું.

અંગ્રેજી સ્ત્રી વિષે વાંચેલું ને જાણેલું તે છતાં મ્હારા મન ઉપર કાંઇક આવી સંકોચ વિસ્મયની આનન્દ છાપ પડી. જ્યાં જ્યાં ત્યાંને જ્યાં જોઇએ ત્યાં સ્ત્રીઓ સ્ત્રીઓ–પુરૂ કરતાં ય ઘણી વ સ્ત્રીઓ વધારે ટેનમ ને બસમાં તો કેટલી વાર ગણીને ખાત્રી કર લીધી કે પુરૂષોન સંખ્યા કેટલી ઓછ હતી. રસ્તાઓ ઉપ કે મુસાફરીનાં વાહ નોમાં–ટ્રેન, ટ્રામ બસની અંદર, બાગ બગીચાઓમાં કે નાટ્ય શાળાઓમાં ઉપહા ગૃહોમાં, દારૂનાં પીઠા ઓમાં દુકાનોમાં ઓફિસમાં, જાતજાતન વસ્ત્ર ધારણ કરનારી જુદી જુદી આકૃતિ વાળી, બધી ઉમરની સ્ત્રીઓનો પ્રવાહ નિરન્તર ચાલ્યા જ કરે છે. એક સુશિક્ષિત ને બહુ ફરેલા મ્હારા સ્નેહીને એમ જ લાગેલું કે લન્ડનમાં પુરૂષોના કરતાં સ્ત્રીઓની

સંખ્યા બમણી ત્રમણી હોવી જોઈએ—અને એમની આ માન્યતા ઘણો વખત રહી. પછીથી આંકડા જોતાં ભ્રમ ભાંગ્યો, કારણ કે ખરું જોતાં આખાં ઇંગ્લન્ડમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વીસ લાખ જેટલી જ વધી જાય છે, મતલબ કે માત્ર દશમો ભાગ વધારે છે.

રોજ આટલી બધી સ્ત્રીઓ કેમ બહાર નીકળે છે? કામધંધા માટે? ખરીદી માટે? શોખ માટે? સ્વાભાવિક ચપળતાથી કે ઘરથી કંટાળીને નીકળતી હશે? ઘણાં કારણ હોવાં જોઈએ. જુદાં જુદાં બધાં યે કારણો હશે મ્હારું જ્ઞાન દીર્ઘ અભ્યાસ કે પરિચયનું નહિ પણ અવલોકન ને પુછપરછનું જ પરિણામ છે. જરૂર અપૂર્ણ હોવું જોઈએ, જો કે હું માનું છું કે રસ પડે તથા વિચાર કરવાનું મળે એવું ય એમાંથી નીકળશે.



રેલ્વે યુનિફોર્મમાં લંડનની કુમારીકાઓ

ઘણો મ્હોટો ભાગ ધંધાને અંગે, પૈસા કમાવાને માટે બહાર નીકળે છે એ વિષે કાંઈ પણ શંકા નથી, સ્હવારના ૮ા થી ૯ા ને સ્હાંજે ૫ા થી ૭ લગીના કલાકોમાં ઘણી ઘુમાવતી ત્વરિત ગતિવાળી સ્ત્રીઓ, જે સાર્વજનિક વાહનો મેળવવાના ધસારામાં સામેલ થાય છે. તે મ્હોટે ભાગે એ જ સ્ત્રીઓ હોય છે જેમણે જીવનમાં ય પૂર્વે પુરુષોનાં જ મનાયલાં ક્ષેત્રોમાં પ્રવેશ કર્યો હોય અને ત્યાં પોતાનો પગ મજબુત કર્યો હોય. સ્ત્રીઓના આ પ્રવેશથી પુરુષોના હિત ન્હાનાં થયાં ને એમને તાત્કાલિક હાનિ થઈ એ વિષે સંદેહ નથી પરંતુ તેથી તે ક્ષેત્રોને—તે ધંધાઓને ચોખ્ખો ફાયદો થયો છે, અને સ્ત્રીઓને પોતાને પણ જે લાભ થયા છે તે મિશ્ર હશે પણ ન્હાનાસૂના નથી એ ય સિદ્ધ છે. આખરે ય યોગ્યતાનું રાજ્ય સૌથી વધારે હિતકારક છે, અને સ્ત્રીત્વના કેટલાક ગુણો કેટલાક ધંધાને માટે બહુ ઉપયોગી છે એ હવે નિર્વિવાદ છે શિક્ષક, વૈદ્ય, નર્સ વગેરે તરીકે આની યોગ્યતા ક્યારની સિદ્ધ થઈ ગઈ છે. ઑફિસોમાં ટાઇપિસ્ટ ને ટેલિફોનના તારોનું સન્ધાન કરનાર "ટેલિફોન-બાળા" એ તો સ્ત્રી જ હોવાની. પોસ્ટઑફિસોમાં ય આખો અધિકારીવર્ગ સ્ત્રીઓનો હોય એવું ઘણે સ્થળે દીઠું છે. કારખાનાઓમાં આપણે ત્યાં ય સ્ત્રી-મજૂરો કામ કરે છે, પણ અહીં તો કેટલેક ઠેકાણે મુખ્ય ભાગ જ સ્ત્રીઓનો હોય છે. બિસ્કીટ બનાવવાનું એક મ્હોટું કારખાનું જોયું તેમાં પોણા ભાગથી ઉપર સ્ત્રીઓ હતી. કોઈ કહેશે કે ગમે તેમ તોય એ રસોઈનું કામ થયું. ને તે સ્ત્રીજનને ઉચિત છે. પણ એ કારખાનામાં ઘણું કામ યંત્રથી થતું હતું એ ભૂલવા જેવું નથી. દુકાનોમાં વેચાણ કરનાર તરીકે તો સ્ત્રીઓએ લગભગ ઇજારો જ લઈ લીધો છે, અને હૅરોડ્સ સેલ્ફ્રીજ વગેરે મ્હોટા સ્ટોર્સમાં એકેકામાં જ સેંકડો સ્ત્રીઓ પગારદાર હોય છે, ઉપરાંત-

ગૃહોમાં તથા ભોજનગૃહોમાં પણ પીરસવાનું તથા રાંધવાનું કામ કરવાનું સ્ત્રીઓએ જ હાથ કર્યું છે, ને આવા દરેક ગૃહમાં સગવડ તથા સાદી શોભા સાચવનાર " યુનિફાર્મ "થી સજ્જ થયેલી પીરસનારી સેના, તે ગૃહના ફર્નિચરથી ઓછા આકર્ષણવાળું લક્ષણ હોતું નથી. સિનેમાં હોલમાં તથા નાટકશાળાઓમાં પણ એવી જ " પરીઓ " પ્રેક્ષકોને સ્થાન બતાવવા માટે, પ્રોગ્રામ–ન્હાસ્તો–કારી વગેરે વેચવાને માટે સજ્જ હોય છે, અને સ્ટૉલ કૉલિઝયમ વગેરે નાટકશાળાઓમાં તો બહુ ભભકાવાળા પોશાકમાં આ યુવતીઓ હાજર હોય છે. નાટક ભજવનારમાં પણ સ્ત્રીઓનું પ્રમાણ એકંદરે વધારે છે, ખાસ કરીને ન્હાની બાળા તથા યુવતીઓનું. સંગીત તથા નૃત્યમાં તેઓ સૌથી વધારે ભાગ લે છે, જો કે અભિનયમાં તેઓનું સ્થાન કુશળતા તથા પ્રતિષ્ઠાથી–પુરૂષોના કરતાં રજ પણ ઉતરતું નથી. આ વાત તો સુવિદિત છે કેટલીક વાર પુરૂષોના–નાયકોના પાઠ પણ સ્ત્રીઓને ભજવતાં જોઇ છે, ને તેથી પાત્રાલેખનની કુંળાશ તથા રસ કદિક ઓર વધ્યાં હોય એવી પ્રતીતિ થઈ છે. નાટકશાળાના પ્રેક્ષકવર્ગમાં સ્ત્રીઓની સંખ્યા કદિ પણ ઓછી નથી જોઇ, પુરૂષોના કરતાં વધારે જ જોઈ છે.

આથી જુદી જાતનાં, બહાર નીકળવું પડે–ફરવું પડે એવાં ક્ષેત્રોમાં પણ સ્ત્રીની હાજરી દાખલ થઈ ચુકી છે, અંહીં તાર પહોંચાડનાર કાસદનું કામ ન્હાના છોકરાઓ કરે છે. કદિ કદિ ન્હાની છોકરીઓ—બબ્બે ભેગી થઇને સરસ યુનિફૉર્મમાં જતી આવતી દેખાય છે. સ્ત્રી-પોલિસ પણ છે, અને એમનો પોશાક લન્ડનના પોલિસના જેવો પણ સ્ત્રી ઉચિત, શરીર મજબુત દબદબા ભર્યું અને કામ ઘણું ઉપયોગી હોય છે. કૉલેજોમાં સ્ત્રીઓની સંખ્યા સારી નજરે પડે છે, જો કે ખાસ સ્ત્રીઓની કૉલેજો પણ થોડી નથી. ઑક્સફર્ડમાં ખાસ કરીને યુનિવર્સિટિના ઝભ્ભા તથા ટોપીથી શોભતી વિદ્યાર્થિનીઓનું દશ્ય નેત્રને ઉત્સવતુલ્ય લાગ્યું હતું. રમત ગમતોમાં, કઠણમાં કઠણ સરતોમાં ય સ્ત્રીઓ ઉતરેલી છે, ને કેવળ પુરૂષોની ભેગી રમીને નહિ પણ પુરૂષોની સ્હામે રમીને તેઓને ઘણીવાર હંફાવીને અથવા હરાવીને, સ્ત્રીઓ સ્વાભાવિક રીતે નબળા શરીરની હોય છે એ વહેમને તેઓએ નાબુદ કર્યો છે. ભાડુતી મોટારો હાંકવાના ધંધામાં પણ સ્ત્રી ઉતરી છે.

આ સિવાયનાં મ્હોટાં તથા સાર્વજનિક કાર્યોમાં, ધંધાઓ ચલાવવામાં, નવી હીલચાલો કાઢવામાં, મ્હોટી હીલચાલો નભાવવામાં, સ્ત્રીઓ જે કાર્ય કરે છે તે સુવિદિત છે. કેટલીક નાટકશાળાઓ સ્ત્રીઓ જ ચલાવે છે. થોડા દિવસ ઉપર એક સિનેમા–ફિલ્મમાં લખ્યું હતું કે સ્ત્રીએ લખેલ વાર્તા સ્ત્રીઓની વ્યવસ્થા તથા દેખરેખ તળે ફિલ્મદ્વારા પ્રકટ થયેલ હોય તો આ પહેલી જ વાર છે. વિષય પણ અનુરૂપ હતો–પોતાના નબલા દિલના પતિને કુમાર્ગે જતો અટકાવી સુધારનાર કઠોર દેખાતી સ્નેહાળ પત્નીનું ચિત્ર હતું. નામ "*Remodelling her husband*" કરીને સચક હતું.

એકંદરે એમના શરીરનો બાંધો સારો, દઢ શક્તિવાળો તથા દર્શનીય છે. આરોગ્ય ને જોમ અદેખાઇ કરવા જેવું છે. અપવાદો ઘણા નીકળે, પરન્તુ ગૌરવ, કોમળતા, સુન્દરતા છતાં બળવાળી ભરાવદાર આકૃતિઓની આટલી સંખ્યા ને ઉંચો પ્રકાર–એ દશ્ય મ્હને તો અદષ્ટપૂર્વ હતું. ઘણી યુવતીઓનાં હાથનાં કાંડા, પગની પીંડીઓને ગરદન આશ્ચર્ય પમાડે એવાં માંસલ મજબુત ને મ્હોટાં દેખાય છે. આપણે ત્યાં અત્યારે નવી ને તરૂણ પ્રજામાં આ અંશો તો ક્વચિત જ નજરે પડે છે. અંહીં વૃદ્ધાવસ્થા લાંબી છે તેમ યુવાવસ્થા ય લાંબી છે, આપણા કરતાં ભોગ



મીસ ચેટન દિવાલ કુદાવે છે.

ક્રીસ્ટલ પેલેસમાં સંગીતનો મ્હોટો જલસો હતો, ત્યારે ગાનાર ને વગાડનાર મંડળી કૉયર ને ઑરકેસ્ટ્રા-માં ૧૫૦૦ માણસો એક સાથે સંગીત ઉડતાં હતાં ! તેમાં સ્ત્રીઓની સંખ્યા અર્ધાથી વધારેની હતી. પ્રખ્યાત ગાનાર ડેઇમ મેલ્બાના "ગૉડ સેવકીંગ"ના ગાયનને પૂરું થતાં ત્રીલી લઈ ફરીથી એક અવાજે ગાનાર, આલ્બર્ટના હૉલના દશ હજાર શ્રોતાઓમાં સ્હેજ અર્ધો ભાગ સ્ત્રીઓનો જ હતો, અને એમના કુંળા કંઠની મિલાવટથી કેવો મધુર ધ્વનિ આખા કોરસનો નીકળ્યો હતો ! એની છાપ પણ કદિ ભૂસાય એમ લાગતું નથી.

આપણા દેશમાં પાશ્ચાત્ય સ્ત્રીઓની જે વાતો પહોંચે છે, ને ખાસ કરીને સ્ત્રી-મતને માટે લડનારી "વીરાંગનાઓ" ની જે વાતો લડાઇ પહેલાં પહોંચતી, તે ઉપરથી કેટલાકને એમ લાગ્યું હશે જ કે અંહીની સ્ત્રીઓમાંથી સ્ત્રીત્વ એવું થયું હશે-"*unsex*" થઈ હશે, અને પુરુષત્વના કેટલાક અંશોના સ્વીકારથી પાશ્ચાત્ય સ્ત્રી તદ્દન નવીન પ્રકારનું પ્રાણી થયેલ હશે. મ્હારો અનુભવ, કે અવલોકન પણ, એકાગ્ર અભ્યાસીના જેવાં તો નથી જ, પરંતુ એક વાત કબુલ કરતાં હું અચકાતો નથી. જોકે મ્હેં સ્ત્રીત્વવિહીન સ્ત્રીઓ થઈ હશે એમ ધાર્યું ન્હોતું અને સ્ત્રીત્વની માનવતા એમ નષ્ટ થાય જ નહિ એવું હું માનતો હતો, તોપણ જ્યારે અંહીં મ્હારી માન્યતા સાચી પડેલી જોઈ, અને ઉપરનાં જુદાં જુદાં આવરણો નીચે ય સ્ત્રીત્વ જીવન્ત દીઠું-આપણા દેશના સ્ત્રીત્વ કરતાં જરૂર કાંઇક જુદા અંશોવાળું છતાં સ્ત્રીત્વના સમાન લક્ષણોથી

આપણા કરતાં એમના કુટુમ્બો ન્હાનાં, ને સ્વાશ્રયી વધારે. ઉદ્યોગી પણ ખરાં. યંત્રોની મદદથી તેમ બીજી વ્યવસ્થાથી ઘરકામની કેટલીક વેઠમાંથી તો ગૃહિણી ઉગરી જાય છે. ઘણી હિન્દુ ગૃહિણીઓનો આખો દિવસ–ને આખું આયુષ્ય પણ–રસોડામાં ને રસોઈને લગતા કામમાં પૂરૂં થાય છે દાણો દુણી વીણી ઝાટકી સાફ કરવાં, મશાલા અથાણા વગેરે બનાવવાં, રસોઇ પણ એવી કે ત્હેને માથે જ રહેવું જોઇએ ને હાથ ચાલતા જ રાખવા પડે. અહીં તો બહાર જમવાની અનુકૂળતા બહુ, અને અમેરિકાની પેઠે જો કે ઘરનો ચુલો તદ્દન નાબૂદ થયો નથી તો પણ બહારના ભોજનગૃહોનો આશ્રય વારંવાર લેવાય છે તેમ ઘરને માટે સામાન ઘણો ખરો સાફ ને તૈયાર કરેલો આવે, શાકપાન તો બારી જ કાઢવાનાં, ને બીજો ખોરાક ચુલે ચઢાવ્યા પછી બે ચાર કલાક નિરાંતે બ્હાર જઈ આવી શકાય. અલબત ખાસ વાનીઓ બનાવવાની તકલીફ તો રહેવાની જ. પણ તે દિવસે દિવસે બહારથી મગાવવાની વૃત્તિ વધતી જાય છે, ને ઘેર કરવાની આવડત ને ઇચ્છા ઘટતી જાય છે.

આને લીધે તેઓને ઘણી ફુરસદ રહે છે જેનો ઉપયોગ બીજા ઘરકામમાં થાય છે. ગૃહની રાણી તરીકે ગૃહની સર્વ વ્યવસ્થા સ્ત્રીને હસ્તક હોય છે. પરિણામે ઘરનો સામાન લાવવાનું કામ કરવાને બપોરે સ્ત્રીએ બહાર નીકળી પડે છે, અને "*Shopping*"ની મહત્ત્વની પ્રવૃત્તિનો આમ જન્મ થાય છે. રસોઇ ઉપરાંત ઘરને શણગારવાનો સામાન પણ મ્હોટે ભાગે સ્ત્રીઓ જ લાવે છે, ને ગોઠવાવે છે–અલબત, પુરૂષોની પુરેપૂરી મદદથી. તે ઉપરાંત ઘરને સ્વચ્છ રાખવામાં દિવસનો ઘણો વખત સ્ત્રીઓ રોકે છે. તેમાં પણ કાચની બારીઓ ચકચકિત રાખવાને, તથા ઘરનાં આંગણાં પગથીઆં વગેરે ધોઇ લ્હોઇ ચોખ્ખાં રાખવાને, ખરેખરા શિયાળામાં પણ ગૃહિણીઓ જે શ્રમ લે છે તે તો વિસ્મયકારક છે. કડકડતી ટાઢમાં, ગુણીઉં પાથરી, તે ઉપર ગુંઠણ મુકી, ગરમ પાણીની બાલ્દી પાસે રાખી, જમીન–પગથીઆં–બારણાં વગેરે ધોતી, ને પછી કપડાથી લ્હોતી સ્ત્રીઓ–એ લન્ડનનું એક લાક્ષણિક દૃશ્ય છે.

ખરે, એકંદરે ઘર ઘણાં વધારે સ્વચ્છ, ઘણાં વધારે સુશોભિત ને વ્યવસ્થિત, અને કળા-બુદ્ધિ–શોખ વગેરેનું વધારે ઉંચું પ્રતિબિમ્બ પ્રકટ કરનાર. એનો યશ તો ગૃહિણીનો જ–મ્હોટે ભાગે.

એ સિવાય ભરવા શીવવાનું કામ ઘણું થાય છે. કપડાં પહેરવાનો શોખ બહુ, દરજીનું બિલ તેથી ય વધારે, ને ગુંજાશ સૌથી ઓછી. પરિણામે ઘણી યુવતીઓ પોતાનાં બધાં કપડાં હાથે જ બનાવે છે, ને કુટુમ્બનું આવું ઘણું કામ, પુરૂષોનાં કપડાં દુરસ્ત કરવાં, કોઇ કોઇ ધોવાં, અસ્ત્રી કરવી, "પ્રેસ" કરવાં, વગેરે મધ્યમ વર્ગની ગૃહિણી સ્વયમેવ કરે છે. સંગીત તેમ જ વાચન આપણા કરતાં ઘણું વધારે પ્રચલિત ને તેથી એમાં ય પુષ્કળ વખત રોકી શકે છે, જો કે તે બન્ને કાંઇ હમેશ ઉંચી કોટિનાં જ હોય એવું નથી.

તદ્દન ગરીબ વર્ગનું જીવન તો સર્વ દેશોમાં દુઃખકારક હશે જ પણ એથી જરા સારા ને મધ્યમ વર્ગમાં સ્ત્રીઓ પોતાની શક્તિઓનો ઘણો ઉપયોગ કરી શકે છે, ઘણો વિકાસ મેળવી શકે છે, અને ઘણા આનન્દો ભોગવી શકે છે. ઘણી સ્ત્રીઓ ખાસ બુદ્ધિશાળી ન લાગે છતાં વાત ચિતમાં એકંદરે સસ્કારી તથા પોતાના દૈનિક જીવનના કુંડાળાની બહારના કાંઇ કાંઇ વિષયોમાં રસ લેતી તથા તેઓનું જ્ઞાન ધરાવતી માલુમ પડે છે.

કોઇને લાગશે કે આ ઢાલની એક જ બાજુ બતાવવા જેવું છે, અને ઢાલની બીજી બાજુ પણ હોવી જ જોઇએ. એમ હોય પણ ખરૂં, પણ મ્હારા મન ઉપરની મુખ્ય છાપ રજુ કરવાનો જ આ પ્રયાસ છે. એની અપૂર્ણતા બહુ સારી રીતે સમજું છું, પરન્તુ સ્ત્રીઓના આવા સ્વાતંત્ર્યથી અહીંના એક પ્રવાસીને પણ આનન્દનાં કિરણો મળ્યાં છે, ને એમાંનાં એકાદ બે, પ્રયાસ કરતી મ્હારી હિન્દી બ્હેનોના તરફ ઢાળી શકયો હોઉં તો તેથી મ્હને સંતોષ થશે.

# જોગીડાને.

રચનાર રા. કેશવ હ. શેઠ.

( રાસ )

સૂની વનવગડાની વાટ.
સાંકડી, જોગીડા!
ઝીણું, જોગીડા!
જૂના જુગ તીરથ ઘાટ—
ભૂલી, જોગીડા!
સાંકડી, જોગીડા!

—સૂની.

ઊંડી ઊંડી વાગે,
ઝણઝણતી આવે
જપું એ અમૃતપુર પાથ,
વસમું, જોગીડા!
જડી બુટ્ટી ઝંખું દિનરાત,
દેને જોગીડા!

—સૂની.

અપેયપાત્ર પામી રહી, હજુયે અંતરે ભૂખ;
તૃષ્ણા તૃષા કેમ ટળે પામ્યાવણ અમૃત!
અથડાતી પૃથ્વીને પાટ:
આશા, જોગીડા!
રે આશા, જોગીડા!
દુઃખની ભર દરિયે અનાથ!
નૌકા, જોગીડા!
રે નૌકા, જોગીડા!
ઘોર અન્ધારે
સંસાર—આરે
વિધિ પાડ્યું પાપી ઠસાર—
રડેને જોગીડા!
ઉઘડશે દૈવી પ્રભાત
ક્યારે, જોગીડા!
ચમકે ભવભવના ઉચાટ
ત્યારે, જોગીડા!

થશે। જેથી સમજવું જે તેમાં મૃતાત્માનો પ્રવેશ થયો છે. પછી તે આત્માનું નામ પુછવું. જેની રીતી એ છે જે, સામે બેઠેલા માણસ સાથે આપણે જે પ્રમાણે બોલીએ છીએ તે પ્રમાણે તે મૃત સાથે બોલવું, કે તમો અમુક હો તો એક પગ ઉચો કરો અને ન હો તો બે પગ ઉંચા કરો. "હા" માટે એક અને "ના" માટે બે એવા પ્રકારની સાંકેતિક નિશાની નક્કી કરીને પછી ગમે તે પ્રકારની વાતચીત તે મૃત સાથે થઇ શકે છે. સામાન્યતઃ આ પ્રયોગ રાત્રીએ મંદપ્રકાશમાં કરવો. તે સંબંધમાં બીજા નિયમો પણ છે જે કોઇને જાણવા હોય તો અમો ઘણા આનંદ-સહ જણાવશું.

આ સાધનથી પણ અધિક ઉપયુક્ત સાધન એટલે "સ્વયલેખક" યંત્ર પ્લેંચેટ, જાદુ બોર્ડ છે. ટેબલદ્વારા ફક્ત પાયાનાં અવાજથી જે માહિતી મળે તેટલી જ અને જે પ્રશ્ન પુછીએ તેનું ઉત્તર મળે છે. તે સિવાય વિશેષ કાંઇ જાણી શકાતું નથી. મૃતનો સ્વતઃને જે કાંઇપણ કહેવાનું હોય છે તો તે માટે ટેબલનું સાધન નકામું છે. તે માટે તો ઉપર જણાવ્યા પ્રમાણે "સ્વયંલેખકયંત્ર" જ ઉત્તમ સાધન છે. તેના ઉપર બે માણસો હાથ મુકીને બેસતાં જે મૃતાત્માને બોલાવ્યો હોય તે ગમે તો લખી શકે છે. તેમજ આપણે જે પ્રશ્નો પુછ્યા હોય તેનું તેદ્વારા સમાધાન કારક ઉત્તર મળી શકે છે. મૃતને વિસ્મૃતિ થએલી હોઇ તે આપણાથી ઘણા દૂરના સ્થાનમાં છે એવી જે આપણી સામાન્ય કલ્પના છે તે આ અનુભવે ભ્રામક ઠરે છે. મૃત માણસો આપણી સાથે સંભાષણ કરવાને કેટલા બધા ઉત્સુક છે તેનો અનુભવ જેઓ આ પ્રયોગ કરી જુવે છે તેને સહજેમાં નાવે છે. પરંતુ આપણે જ્યાં સુધી "ટેલી-ફોન"નું ભુંગળું આપણા કાન ઉપર મુકતા નથી ત્યાં સુધી બીજે સ્થળે ટેલીફોન દ્વારા બોલનારી વ્યક્તિનો સંદેશો સાંભળી શકી એજ નહીં તદ્દત આ ઘટના છે. જ્યાં સુધી આપણે આ સાધનોનું અવ-લંબન કરતા નથી ત્યાં સુધી તે મૃતાત્મા સંભાષણ કરવામાટે નિરૂપાય છે.



મૃત મનુષ્યનો ફોટોગ્રાફ સર કોનન ડોઇલના એક પુસ્તક માંથી જેના માટે સર કોનન ડોઇલ ખાતરી આપે છે.

પ્લેંચેટ એ એક યુનિવર્સલ ટેલિફોન છે. આપણે અને મૃતમનુષ્યને જેટલો ઘનિષ્ટ સ્નેહસંબંધ તેટલું તે જલદી આવે છે અને ઘણી વખત લખે છે. એવો અમારો અનુભવ છે. તેમને તેનો અનુભવ અનેક મનુષ્યોએ મેળવીને તત સંબંધી ઘણા પ્રકારની ઉપયુક્ત માહિતી મેળવી છે, અને તેવો પ્રયત્ન કરનાર અનેક માહિતી મેળવી શકે તેમ છે. આપ્રમાણે ઇંગ્લંડવાસીઓએ પ્રયત્ન કરીને પરલોકવાસી લૉર્ડ કિચનરદ્વારા

---

૧ સ્વ. બ્રહ્મનિષ્ઠ પ્રો. મણિલાલ નભુભાઇએ પોતાના પ્રાણ વિનિમય નામક પુસ્તકમાં મેસ્મેરીઝમ સંબંધમાં પ્રારંભિક પ્રયોગમાટે ટેબલનેજ પોતાનું સાધન બતાવ્યું છે. તે દ્વારા પોતાને થએલો અનુભવ પણ ઉક્ત પુસ્તકમાં વર્ણવ્યો છે. અનુવાદક.

આકૃતિ મેળવેલી છે જે "મેસેજ ફ્રોમ લૉર્ડ ડ્રિયનર" નામક પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

ત્રીજું સાધન એટલે "મિડિયમ' છે. મિડિયમ એટલે એવો મનુષ્ય કે જેના શરીરમાં મૃતાત્મા પ્રવેશિત બનીને પોતાના વિચાર જણાવી શકે આપેલા શરીરમાં અન્યનું આવવું ઇત્યાદિ ઘટનાઓ તેના પ્રકાર છે. પરન્તુ દુર્દૈવે તેના પ્રતિ લક્ષ અપાતું નથી, આ વખતે મિડિયમનો આત્મા તેના સ્થૂલ દેહની બહાર હોય છે અને તેના શરીર પરનું સ્વામિત્વ મૃતાત્માએ લીધેલું હોય છે. આ બીના શાસ્ત્ર સંમત છે, અને તેવા પ્રકારની શક્તિ મજબૂત કરીને તેનો લાભ જગ વાસીઓને આપનારી વ્યક્તિ, યુરોપ અમેરિકાદિ પ્રદેશોમાં ઘણી છે. સર આર્થર કોનન ડૉઇલે પોતાના કોલંબોના વ્યાખ્યાનમાં મિડિયમની વ્યાખ્યા ટેલિગ્રાફ આફિસ તરીકે કરી હતી. જેમ દૂરસ્થ મનુષ્યને આપણો સંદેશો મોકલવા માટે અથવા તેના તરફનો સંદેશ મેળવવા માટે ટેલિગ્રાફ ઑફિસમાં જવું પડે છે તે પ્રમાણે પરલોકવાસી આત્માઓ સાથે બોલવું હોય તો મિડિયમની સહાય લેવી જોઈએ. ઘણાં મનુષ્યો મિડિયમ બની શકે છે કારણ કે તે શક્તિ ગુપ્તપણે ઘણાં મનુષ્યોમાં વસે છે કિન્તુ તેને જાગૃત કરવા માટે કોઈ પ્રયત્ન કરતું નથી. આ શક્તિ કયે પ્રકારે સંપાદન કરવી તેની માહિતી 'મેરેલ, લાઈટ ક્લબ, નિનેવલ્લી,' આ સંસ્થા દ્વારા, અથવા અમારી દ્વારા મળી શકશે.


મૃત મનુષ્યનો ફોટોગ્રાફ સર કોનન ડોઇલના એક પુસ્તકમાંથી જેના માટે સર કોનન ડોઇલ ખાતરી આપે છે

ઉપર્યુક્ત ત્રણે સાધનો દ્વારા અમારા મૃત-પત્નિની તેના પ્રાણોત્ક્રમણથી માંડીને તેની આજ પર્યંતની સ્થિતિ તેના વિચાર ઇત્યાદિ અમોને જણાવ્યા છે. તેની દિનચર્યાથી અમો જ્ઞાત થયા છીએ તે પ્રમાણે તેનું વાસ્તવ્ય ક્યે સ્થળે છે. ખાવા પીવા માટે શેની જરૂર પડે છે ત્યાં વસતા માણસોની શી સ્થિતિ છે તે સર્વ તેણે સ્પષ્ટપણે જણાવ્યું છે. તેણે કહ્યું છે કે—

"હું સત્યલોકમાં ડૉ. ગોપાલકૃષ્ણની સંગ કરું છું જપ, તપ, ધ્યાન કરું છું. ખાવાપીવાની જરૂર પડે ? મારો પ્રાણાવરોધ થયા પછી દેવદૂત આવ્યા હતા. તેઓ મને સત્યલોકમાં લાવ્યા. તમોને હું જોઈ શકું છું તમો મને ભૂલી જશો એમ માનીને હું તમારી સાથે રહું છું અને તેથી જ મને તમારા માટે મારું લાગતું હતું સત્યલોકમાં જવા માટે લેશ પણ સમય જતો નથી ત્યાં રહેનારાઓ પ્રતિદિન પૂજાઅર્ચન કરે છે મારી દિકરી મને મળી છે તેનું વય છ વર્ષનું હોઈ તે મારી સાથે સત્યલોકમાંજ છે. મને પુનર્જન્મ લેવાની ઇચ્છા નથી કર્માંતર ફળ ભોગવવા માટે માણસો પુનર્જન્મ લે છે, મારા વડીલ બાપુસાહેબ તપોલોકમાં છે. ત્યા તેઓ હરિચિન્તનની પારાયણ કરે છે મન સદાસર્વદા ઉદાર રાખો. બેસી ન રહો. અલ્પસમયમાં તમોને મદ-

જ્ઞાની બનશો, તપ, પૂજા વગેરે કરવાનાં હોવાથી વધુ બોલતી નથી."

આવા પ્રકારની ઘણી માહિતી અમોને અમારી શ્રીદ્વારા મળેલી છે. અને આ વ્યવસાયથી ઈતર અનેક મૃતાત્માસાથેના વાર્તાલાપનો અમોને લાભ થયો છે. મૃત્યુ પછીની મનુષ્યની સ્થિતિ સંબંધી એક મૃતને પૂછતાં તેણે જણાવ્યું જે, અહીં આવનારા મનુષ્યને તે જ્યાં પહેલા હતાં ત્યાં તેને જેવું થતું તેવું અહીં જણાય છે. જેમ સર્પ પોતાની કાંચળી કાઢી નાખે છે તે પ્રમાણે અમો આ સ્થુલ દેહ ત્યજીને સૂક્ષ્મ દેહમાં આવ્યા એવું ભાસે છે અને આપણે પૂર્વની ટેવોપ્રમાણે જે કરતા હોઇએ તેજ કરવાની ટેવ હોય છે."

આજપર્યંત વર્ષ સવા વર્ષના અવધીમાં અમોએ સોસવાસો મૃતાત્મા સાથેના વાર્તાલાપનો લાભ મેળવ્યો છે. તેમાં નિત્ય નવા અનુભવ થતા જાય છે. એક દિવસે શ્રીતુકારામમહારાજે એક અભંગ લખી આપ્યો. આ અભંગ તેમની જુની ગાથામાં હોય એવું મને સ્મરણમાં નથી. તેમને નવીન અભંગ બનાવવાની વિનંતિ કરતાંજ અલ્પાવકાશમાં તેમણે એક આભંગ કરી આપ્યો. આ અભંગ લખાઈ આવ્યો ત્યારે અમારી આસપાસ દશ-પંદર માણસોની હાજરી હતી.

તેજ પ્રમાણે મહારાષ્ટ્રના પરિચયના હોંભરે ઉર્ફે બાલકવિદ્વારા કેટલીક કવિતા આવેલી છે. એક દિવસે રેવરંડ ટિળકને બોલાવ્યા અને તેમને કવિતા કરવાની વિનંતિ કરી ત્યારે તેમણે અલ્પાવકાશમાં તેઓ પોતે કવિતા ક્યે દિવસે કરી આપશે તેનું ઉત્તર ગીતિવૃત્તમાં લખી આપ્યું. મને પોતાને કોઈ પણ વૃત્તનું જ્ઞાન નથી. તેનું હું અત્રે સ્પષ્ટીકરણ કરૂં છું. આવા સંભાષણોના અનેક અનુભવ વ્યક્ત કરી શકાય તેમ છે પરંતુ સ્વામી રામતીર્થના સહવાસમાંના સંભાષણનો ઉતારો અમો અત્રે આપીએ છીએ

પ્રશ્ન—આપ કાંઇ લખશો કે ?

ઉત્તર—આ વિશાલ પૃથ્વી ઉપર હિન્દુ ધર્મ અત્યંત શ્રેષ્ઠ છે. તમો તેનાં બાળકો છો. સમસ્ત આયુષ્ય શૌર્યથી વિતાડો. તમો કેટલા બધા નામર્દ બન્યા છો ? મારી ઇચ્છા છે કે તમો હિન્દુધર્મનું નિશાન લઇને ચાલો. તમારે મારી પાસેથી વિશેષ શું જોઇએ ? હું સદૈવ તમારો છઉં, અને તમો મારા છો. મને ત્રાસ ન આપો. મને વારંવાર બોલાવો પણ નહીં. મેં તમોને ઉત્તમ: પ્રકારે સમજાવ્યું છે, અને તેમાં જ તમારે સંતુષ્ટ રહેવું જોઇએ હવે બહુ થયું. મને જવાની પરવાનગી આપો.

પ્રશ્ન—આપ પ્રત્યેક સમયે સંદેશો આપવાની કૃપા કરશો કે ?

ઉત્તર—તે માટે તમોને આખા વર્ષમાં એક જ દિવસ મળશે.

પ્રશ્ન—શું ? આપ વારંવાર આવીને આપનો સંદેશો આપવાની કૃપા નહીં કરો ?

ઉત્તર—નહીં નહીં યુવક તું અમારી પાછળ બહુ લાગ્યો છે.

પ્રશ્ન—મહારાજ આપ પરલોકનું વર્ણન કરશો કે ?

ઉત્તર—નહીં નહીં. તેવા પ્રકારનું તમોને કાંઈ મળશે નહીં. તે માટે તમો શા માટે દુઃખીત બનો છો ! ॐ નો જપ કરો તેમાં સર્વસ્વ છે.

પ્રશ્ન—મહારાજ, ઇગ્લંડ અને અમેરિકા એ દેશોમાં આત્માકર્ષણ વિદ્યા ( સ્પિરિચ્યુએલિઝમ ) સંબંધી જે ચળવળ થાય છે તે સંબંધી આપ કયો વિચાર ધરાવો છો ?

ઉતર—જે સ્થળે તમોને મહત્તા દેખાતી હોય તે સ્થળે સત્ય છે; અને તમોને જાણમાં એ પણ છે કે સત્ય અનેક પ્રકારે પ્રકાશિત થાય છે. મને બોલાવ્યા શિવાય તમો ઘણું ઘણું કરી શકો તેમ છો. હવે તો સંપૂર્ણ છેના ?"

પ્રશ્ન—પરલોકવાસી જીવોને ભવિષ્યજ્ઞાન હોય છે ?



# અકકલની મરામત.

લખનારઃ-શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવ, બી. એ., એલએલ. બી.

લેખકની પરવાનગીથી અનુવાદક રા. ગુલામ હુસેન હાજીમહુંમદ.

[ સ્થળ જપસટરાયનું મકાન. ]

પાત્રો—બદહવાસરાય બી. એ. પાછળથી જપસટરાય.

બદ—( એકલો ) હું ગ્રેજ્યુએટ અને મારી સ્ત્રી અભણ. હું ફેશનેબલ અને તે ફુવડ. હું નવી રોશનીની વીજળીનો મોટો દીપક. અને તે એરંડીયા તેલના જુના દીપકની ટીમટીમાતી વાટ. હવે દિલ મળે શી રીતે ? પ્રેમ થાય તો કેમ થાય ? અફસોસ! અફસોસ! કિસ્મત ફુટી ગઈ. મનની બધી મુરાદો માટીમાં મળી ગઈ. મારા બાપે મારી એવી શાદી કરી જીન્દગીની બરબાદી કરી દીધી. ( લમણે હાથ મુકી અફસોસ કરતો બેઠો છે-જપસટરાય આવે છે. )

જપ—શું કહું ? આજકાલના છોકરાઓએ તો અમારા જેવા બુઢાઓની મિટ્ટી પલીત કરી દીધી છે. તેમને ભણાવી ગણાવી હુશીયાર કર્યા તો અમે બેવકુફ કહેવાયા. જો ન ભણાવ્યા તો બેવકુફ બન્યા. શાદી કરી તો પણ બેવકુફ અને ન કરી તો પણ બેવકુફ જો બધી રીતે અમેજ બેવકુફ હોઇએ ( બદહવાસનેજોઈ ) જુઓ આ મૂર્તિ બી. એ. થયા. શાદી થઈ. ઘરમાં વહુ આવી. પણ ચ્હેરા પર મુડદા જેવી છાયા છાઈ છે. ...ે શાદી કરી નહિં પણ મુડદું ફુકી ઘેર આવ્યા (બદહવાસની પાસે જઈ) કેમ બેટા, ઠીક તો આમ માથું જુકાવી કેમ બેઠો છે ?

બદ—( માથું ઉંચકી સ્વગત ) પોતે જ મારી ખીલતી અભિલાષાની કલીઓને કાપી અને પોતે જ મને ઠીક છે એમ પુછવા આવ્યા છે.

જપ—કેમ શું વાત છે ? કંઈ કહે તો ખબર પડે.

બદ—શું કહું ? કંઈ કહેવાતું નથી. જે દિલપર ગુજરે છે. બયાન નથી કરી શકતો.

જપ—પણ છે શું ? શું ત્હારા મ્હોંમાં જીભ નથી ?

બદ—જો મારા મ્હોંમાં જીભ હોત તો મારી અભિલાષાઓનું આટલી આસાનીથી ખુન થાત ?

જપ—અરે એ શું બોલે છે ?

બદ—જે મનમાંથી નીકળે છે.

જપ—આ ઉટપટાંગ વાત કેવી ! જરા અદબ અને શરમ રાખ !

બદ—દિલ બળી ગયું તેની સાથે અદબ અને શરમ પણ બળી ખાખ થઈ ગયા. જ્યારે પિતાના મનમાં પુત્રના ચેમન અને આરામ, શોક અને અરમાનનો વિચાર ન થયો ત્યારે પુત્રના દિલમાં પિતાની અદબ અને શરમનો વિચાર શી રીતે આવી શકે ?...

બદ—હું એનો નિરાદર કરૂં છું કે એ મારો નિરાદર કરે છે ? હું પુકારતો રહું અને તે આમ ચાલી જાય ?

બ્રાહ્મણી— નહીં તો શું કરે?

બદ—તને પુકારૂં છું ત્યારે તું શું કરે છે.

બ્રાહ્મણી—બાબુસાહેબ, નોકરાણી સાથે સ્ત્રીનો મુકાબલો ન કરો ! નોકર અને સ્ત્રીમાં ઘણો ભેદ હોય છે.

બદ—એ નકામી વાતો હું નથી સાંભળવા માંગતો. જા અને તરત તેને અહીં મોકલ.

બ્રાહ્મણી—તે હમણા અહીં નહિં આવે.

બદ— કેમ ? તેનું કારણ ?

બ્રાહ્મણી—કેમકે વહુ સ્વભાવે શરમાળ છે.

બદ—નહિં મૂરખી છે.

બ્રાહ્મણી—અત્યંત ભોળી છે.

બદ—બીલ્કુલ ગમાર છે.

બ્રાહ્મણી—બાળક જેવી નાદાન છે.

બદ—સખ્ત બેવકુફ છે. હું તેની તારીફ નથી સાંભળવા માંગતો. જા હું કહું છું તેને અહીં મોકલી આપ.

( બ્રાહ્મણી જાય છે. )

બદ—હું સમજી ગયો. આ ગંવાર ઓરતોની સંગતથી તે ખરાબ થઈ રહી છે. જ્યાં સુધી શિક્ષણથી તેની આંખો નહિં ખુલે ત્યાં સુધી તે પોતાના અને પરાયાને નહિં ઓળખી શકે. એટલા માટે તો હું તેને ભણાવવાની તાકીદ કરૂં છું, પણ મારી વાત નથી સાંભળતી. મીસ્રાનીજી.

( બ્રાહ્મણીનું આવવું )

બદ—તને ત્યાં બેસી રહેવા મોકલી હતી કે તેને બોલાવવા ?

બ્રાહ્મણી—શું કરૂં તે અહીં નથી આવતી. અહી આવતાં શરમાય છે ?

બદ—કેમ ? કેમ ? મારાથી શરમ ? શું હું પારકો માણસ છું ?

બ્રાહ્મણી—પણ વહુ દીકરીઓની એજ રીત છે. પરાયાની વાત ક્યાં કરો છો ? પોતાનાની પાસે જતાં પણ તેઓ અચકાય છે.

બદ—પણ મારાથી તે શા માટે ભડકે છે ?

બ્રાહ્મણી—તમે જ તેને ભડકાવો છો. તે શું કરે ?

બદ—હું ભડકાવું છું ? શું હું વાંદરો છું ?

બ્રાહ્મણી—ખરૂં પૂછો તો વાંદરા પણ પોતાની સ્ત્રી સાથે આવો વ્યવહાર નથી કરતા.

બદ—એટલે ?



બદ—હવે જ્યાં સુધી તારી પાસેથી વચન નહિં લઉં ત્યાં સુધી પગ પરથી માથું નહિં ઉચકું.

બ્રાહ્મણી—એટલે, એટલે તો હું નથી જાણતી પણ એટલું જાણું છું બાપુ સાહેબ, કે દમદાટથી મન તૂટી જાય છે તે ફરી નથી મળતાં. સારું ચાલો જમી લ્યો.

બદ—જમીશ નહિં.

બ્રાહ્મણી—ખરેખર !

બદ—કેટલીવાર કહું ?

બ્રાહ્મણી—(એકલી બબડતી ચાલી જાય છે) મારાપર શા માટે ગુસ્સે થાય છે અને નકામું આવી ગુસ્સો બતાવે.

બદ—(સ્વગત) દમદાટીથી દિલ નથી મળતું હું માનું છું. પણ ભણાવવાનો એના સિવાય બીજો ઉપાય પણ શું છે ! જ્યાં સુધી ભણે નહિ ત્યાં સુધી તે મારા પ્રેમનું પાત્ર શી રીતે થઈ શકે ! એટલા માટે તો આટલી તાકીદ કરું છું આમ દમ દાટી આપું છું તો પણ તે ભણતી નથી—મારું કહ્યું માનતી નથી હવે શું કરું ? ખુશામત કરું ? દમ દાટીથી નહિ માને તો આજે ખુશામત કરીશ તેને સુધારવા માટે હાથ પણ જોડીશ અને પગે પણ પડીશ. જે બનશે તે બધું કરીશ.

(સુશીલા આવે છે અને મ્હોં ફેરવી ઉભી રહે છે)

સુશીલા—(મ્હોં ફેરવી) જમવાનું તૈયાર છે

બદ—તો હું શું કરું !

સુશીલા—જમવાનું તૈયાર છે

બદ—આમ ઉભી રહી શું દિવાલ સાથે વાત કરી રહી છે ? ખરી વાત છે કે અભણ સ્ત્રીઓ કોઈ કામ માટે લાયક નથી હોતી તેમને વાત કરવાની રીત પણ નથી આવડતી. હું અહીં ઉભો છું અને તે મ્હોં ફેરવી ત્યાં ઉભી છે. કોણ જાણે તને અક્કલ ક્યારે આવશે. સમજ ક્યારે થશે એટલા માટે તો કહી રહ્યો છું કે ભણ અને માણસ બન કહેતા કહેતા મારી ઉમર થાકી ગઈ પણ મારા કહેવાની અસર તારા દિલપર ન થઈ તે ન થઈ હવે કહે તને કેવી રીતે સમજાવું ? કેમ કરી કહું કે મારા કહેવાની અસર થાય ! શું ખુશામત કરાવવા ઇચ્છે છે. તો એમ પણ કરું હવે તો માનીશ ..

(સુશીલાને પગે પડે છે પણ સુશીલા મ્હોં ફેરવી ઉભી હોવાથી તેને કંઈ ખબર પડતી નથી)

સુશીલા—(સ્વગત) અરે સાસરાજી આવી રહ્યા છે (ઘુંઘટ વધારે નાખીને છે અને બદ હવાસ રાવ તરફ જોયા વિના એકદમ બીજે રસ્તે નીકળી જાય છે બદહવાસરાવ એમ જ જમીનપર માથું ટેકવી પડી રહે છે.

બદ—હવે જ્યાં સુધી તારી પાસેથી વચન નહિ લઉં ત્યાં સુધી પગ પરથી માથું નહિં ઉંચકું



બદ—પ્યારી ! છિ...છિ ...આ તો મારા બાપા છે.

( જયસટરાય પ્રવેશ કરે છે. )

જય—( બદ હવાસરાયનેજોઇનેસ્વગત ) અહાહાહા! જીવ ખુશ થઈ ગયો. ગમે તે થાય છેવટે મારોજ દિકરો છે. મને દૂરથી જ જોઇ પોતાની ભૂલોની માફી માગવા પ્રથમથી જ મારા પગે પડી ગયો. છોકરો ગમે તેટલી ભૂલો કરે પરંતુ તે જ્યારે આ પ્રમાણે માફી માગે ત્યારે કયો એવો બાપ હશે જે તેને માફી નહિં આપે? વાહ! વાહ! શાબાસ! બેટા શાબાશ! તેં મારા તૂટેલા દિલને જોડી દીધું. હવે મને કંઇ રંજ-નથી કંઈ ગમ નથી. અહાહા!

બદ—( એમ જ માથું નમાવીને ) હું કયાં સુધી આમ પડી રહું? શું મારી વાતની હજી પણ કંઈ અસર ન થઇ?

જય—(પ્રકટ) હા. હા. થઈ. બેહદ થઈ.

બદ—નહિ. જ્યાં સુધી મને ખાતરી ન થાય કે મારી વાતો કબુલ થશે ત્યાં સુધી હું સિર નહિં ઉપાડું.

જય—જરૂર. જરૂર. એ વાતો જરૂર માન્ય થશે.

બદ—મારા સોગન.

જય—રામ! રામ! સોગનની શું જરૂર છે શું મારી વાતપર વિશ્વાસ નથી!

બદ—હું તને મારા હૃદયમાં બેસાડી દઉં. બસ વિશ્વાસ આવી ગયો. આવ અને ગળે લાગીજા પ્યારી...

( જયસટરાય બદ હવાસને ગળે લગાડવા જાય છે પણ છેલ્લું વાકય સાંભળીને ચક્કર ખાઈ જાય છે. ત્યાં બદહવાસરાય ઉઠી પોતાના બાપની મોહિની મૂર્તિ જોઈ ગભરાઈ જાય છે. )

જય—પ્યારી! એ શું!

બદ—પ્યારી! છિ...છિ...આ તો મારા બાપા છે.

( ભાગી જાય છે. )

જય—( એકલો ગુસ્સામાં ) હેં...હેં...મારાથી મશ્કરી! હું બાપ નથી વારંવાર બેવકુફ બનાવવાનું જાણે એક ખાસું રમકડું હોઉં. બદમાશ! મને જ ઉલ્લુ બનાવે છે-ઘા પર નમક છાંટે છે?.....હું સ્હમજ્યો. હવે હું એ વાત સ્હમજ્યો. બહાર લગ્ન માટે તિરસ્કાર બતાવે, લગ્ન કરવા માટે બાપને સતાવે, અને અંદર! બાયડીના પગમાં. માથું નમાવે-ગરદન ઝુકાવે અને નાક ઘસે. વાહરે આજ કાલના છોકરા! અમારા જેવા બુઢ્ઢાને બેવકુફ બનાવવા નીકળ્યા છે. ઠીક. પરવાહ નહિ. હું એનો બદલો બરાબર લઈશ અને એમ કરી તારી અક્કલની મરામત કરીશ. સારૂં છે કે વેવાઈનું ઘર ગામમાંજ છે. હમણાજ વેવાઇને બોલાવું અને ચૂપચાપ વહુને પિયેર રવાની કરૂં. દિકરા મારાને ખબર પણ ન પડવા દઉં. ભલે લગનથી તિરસ્કારજ કરતો રહે. મને ખબર તો પડશે.

## દૃશ્ય ૨ જું.

સડક.

( બદહવાસ રાય અને રસિકલાલ વાતો કરતા પ્રવેશ કરે છે. )

રસિક—અહાહાહા! બહુજ સારૂં કર્યું. આપ પોતાના પિતાના દેખતાં પોતાની સ્ત્રીને પગે પડયા. અહાહાહા શાબાસ!

બદ—અને એ પણ કમબખ્ત ચુપકીદીથી ખસી ગઈ મને એટલું પણ ન કહ્યું કે પિતાજી આવે છે. નહિં તો હું હુશીયાર ન થઈ જાત!

રસિક—પણ યાર, જો એમ થાત તો એવી મજા કયાંથી આવત! અહાહાહા! પ્યારી કહી સ્ત્રીના બદલામાં તમે તમારા પુજ્ય પિતાશ્રીને ભેટવા હાથ લંબાવ્યા હશે ત્યારે તેમણે મનમાં શું ધાર્યું હશે! અહાહા!

બદ—એટલા માટે જ હું કહું છું કે મારી કિસ્મત ફૂટી ગઇ, કે આવી બેવકૂફ સ્ત્રી મારે પનારે પડી.

રસિક—એમ ન કહો ભાઈ. હવે તો ત્યાગ તું આપનું ભારી જણાય છે

બદ—શું હું બેવકૂફ!

રસિક—આવી મ્હોટી સાબીતી મળ્યા છતાં હજી પણ તમને શું સંદેહ રહે છે! માનો અથવા નહિં પણ અર્ફ ખુઝે તો દોષ તમારો જ છે.

બદ—મારો દોષ! અજી જનાબ, હું બેનમુન એક શું કસુર કરૂં!

રસિક—વાહ! વાહ! શું કાનુનમાં ગજબ નથી થતું! હવે તમે જ બતાવો કે એ બિચારીનો શો દોષ?

બદ—પહેલાં તો તે મારી સાથે પ્રેમ નથી કરતી.

રસિક—ત્યારે શું કોઇ બીજા સાથે પ્રેમ કરે છે?

બદ—ના સાહેબ બસ! હું મશ્કરી પસંદ નથી કરતો. મારી સ્ત્રી તમારી આની બ્હેન છે એ વાત ખરી છે પણ તેથી તમારે તેને ગાળો આપવાનો કોઇ અધિકાર નથી.

રસિક—વાહરે તમારી તુંદમિજાજ. અને ઉપરથી વળી કહો છો કે તે પ્યાર નથી કરતી. સ્ત્રી શા માટે પ્યાર નહિ કરે! પુરૂષ પ્યાર કરવાને યોગ્ય હોવો જોઇએ કમેડીમાં એક કહેવત છે કે, જે પુરૂષ પોતાની વાણીથી એક સ્ત્રીનું હૃદય નથી જીતી શકતો તે પુરૂષ જ નથી.'

બદ—માત્ર સ્ત્રી ભણેલી ગણેલી હોવા ઉપરાંત, એટલું વધારે ઉમેરો. નહિ તો તમારી વાત સાત પોગી છે. કારણ કે ભેંસ પાસે બીન વગાડે અને ભેંસ ચાગ્યા કરે

રસિક—આપ સાહેબ ઉપલી કહેવત શેકસપીયરની કહેલી છે.

બદ—તો તો તે માન્યાજ કેમ શકાય?

રસિક—કેમ?

બદ—કારણ કે શેકસપીયર બેજ્યુએટ ન હોતો.

રસિક—હવે તમે બતાવો કે તમે તેને પ્યાર કરો છો કે નહિ?

બદ—હૂં! હું પ્યાર જરૂર કરૂં, પણ જો તે ભણેલી ગણેલી હોય તો!

રસિક—શું કહેવું જનાબ! જો પ્યાર કરવાની તમારી એજ શરત હોય તો તો આપ એ સ્ત્રીનું લીલામ કરી કોઈ આલીમ ફાઝલ જુડા બરીસ્ટરના સાથે પ્રેમ કરો અથવા કોઈ પુસ્તકાલયથી સંબંધ જોડો! ઇશ્વર કરશે તો તમારા બધા મનોરથ સિદ્ધ થશે. ભલા કહો તો ખરા કે પ્રેમ કરવાની એજ રીત હોય તો કેવો ગજબ થઈ જાય! બુઢી મિસ્ટ્રેસો અને બટારા નર્સોને મુકી ન્હાની નાદાન છોકરીઓના પ્યાર પણ કોણ પૂછે? હું મારા ઘરની વાત કહું તો મારી સ્ત્રી ભણેલી નથી છતા અમારામા ખૂબ પ્યાર અને મહોબ્બત છે.

બદ—શું મહોબ્બત છે! અને છતા તમારી સ્ત્રી અભણ જ?

રસિક—હા, સાહેબ.

બદ—જો એમજ હોય તો મને બતાવો કે તમારામા મહોબ્બત કેમ થઈ?

રસિક—એક તરકીબથી.

બદ—એ તરકીબ શું છે?

રસિક—એક વશીકરણ મંત્ર

બદ—એ મંત્ર કેવો છે!

રસિક—અત્યંત સત્ય, અને અત્યંત સારો.

બદ—હું પણ એ જાણવા માગું છું.

રસિક—પણ તમને તે બતાવવો નિરર્થક છે તમને વિશ્વાસ નહિ આવે.

બદ—નહિ વિશ્વાસ જરૂર કરીશ. કહો.

રસિક—તમે અમલ નહિં કરો.

બદ—અમલ પણ કરીશ.

---

આ લેખનો શિલ્ક ભાગ હવે પછીના અંકમાં આપવામાં આવશે.



# ઈતિહાસ મશહૂર મુર પ્રજાનો ઉદય અને અસ્ત.

## મૂરપ્રજાની ખાનદાની; સુલતાન અબ્દુર રહેમાનના પરાક્રમો. પ્રજાના હિતચિંતક સુલતાન હુસમની અદ્દભૂત સાધુતા.

લખનારઃ—ઉદ્દવજી તુલસીદાસ ઠક્કુર.

સ્પેનમાં મૂર પ્રજાના ઇતિહાસમાં અથથી તે ઇતિસુધી એ વીર પ્રજાની ખાનદાની–પ્રતિજ્ઞા માટે વફાદારી દેખાઇ આવે છે. કાઉન્ટ જુલીયન અને તેના સાથીઓને મુરોએ તેઓ પ્રસન્ન થાય એવી સારી જાગીરો આપી હતી. ઉત્તર સ્પેનમાં વીસીગોથ રાજ્યકુટુંબના વારસ થુડીસ સાથે સલાહ કરી તેને ઇમાનદારીથી નિભાવી હતી. ફ્રેન્ચોની સાથે પણ તમણે સલાહ કરી અને ફ્રેન્ચોને આવા વીર પડોસીયો સાથે સુલેહ કરવામાં ગુમાવવા કરતાં મેળવવાનું જ વિશેષ હતું. યહુદી પ્રજાએ દોસ્તીનો હાથ લંબાવ્યો અને મુરોએ એ દોસ્તી ઠીક સાચવી યહુદીઓને રાજ્યની સારી નોકરીઓ અને મ્હોટી જમીનદારી આપી હતી. વીસીગોથ પ્રજાના જે જમીનદારો મુરોના રાજ્યમાં રહ્યા તેમના ધર્મનો બીલકુલ છળ કરવામાં નહોતો આવ્યો. તેમજ બુદ્ધિની કસોટી પર તેમને મ્હોટા હોદ્દાઓ પણ મળ્યા હતા. વીસીગોથ અમલમાં ગુલામ મનાયલા મજુરોની મુર રાજ્ય અમલમાં અસાધારણ ઉન્નતિ થઈ શકી હતી. સ્પેનના મુરોના ઇતિહાસમાં ગુલામોનો ઉલ્લેખ કરતાં ઇતિહાસકાર સ્ટેનલી લેન (*Stanly Lane*) આ પ્રમાણે લખે છે:—

The slaves upon the estates that had passed from the Christians into the possession of moslems were almost in the positions of small farmers.

ભાવાર્થ: ખ્રીસ્તીઓની મટી મુસલમાનોની થયેલી જમીન ઉપર રહેનારા ગુલામોની સ્થીતિ ન્હાના ખેડુતો જેવી થઈ હતી.

મુસલમાનોને માટે હિન્દુસ્તાનના ઇંગ્રેજ ઇતિહાસકારો ગમે તે કહેતા હોય પણ સ્પેનમાં મુસલમાનોએ ખ્રીસ્તીઓના ધર્મને હાની કર-

વાનો બીલકુલ પ્રયત્ન કર્યો નથી. ખ્રીસ્તી દેવળોની જમીનદારી ખાલસા કરવામાં આવી નહોતી. કેટલાક ખ્રીસ્તી ધર્મગુરૂઓ ગેરમઝહબના મુસલમાનો તેમના પર જુલમ કરશે એમ માની નાશી ગયા તેમની જમીન તેમના નોકરોને આપવામાં આવી હતી અને રાજ્યનો એકયો જ કર લેવાનો રીવાજ થયો હતો.

પચીશ વર્ષના ટુંક અરસામાં મુસલમાનો તાબાની પ્રજા ઉપર સત્તા તેમજ નીતિનો સંપૂર્ણ કાબુ મેળવી શક્યા હતા. ઇંગ્રેજ ઇતિહાસકારને પણ લખવું પડે છે કે,

Under the Moors ..the peoples were on the whole contented as contented as any people can be whose rulers are of a separate race and creed-and far better pleased than they had been when their sovereigns belonged to the same relegeon as that which they nominally professed.

ભાવાર્થઃ—મુરોના અમલમાં એકંદરે લોકો સંતોષી હતા. એટલા સંતોષી જેટલા પરધર્મ અને પર જાતના તાબામાં લોકો ઠીક રહી શકે—અને તેમના રાજાઓ તેઓ પોતે નામ માત્ર પાળતા એ ધર્મમાં હતા તે વખતે હતા તેના કરતા સુખી તો ખચીત વિશેષ હતા.

આ ઇતિહાસકાર ખ્રીસ્તી છે અને તેને માટે પક્ષપાતની શંકા હોવાનો સંભવ જ નથી.

ફ્રેન્ચો સાથે સંધી કરી, ઉત્તરના પહાડી પ્રદેશોમાં ગેલીશીયા, લીઓન કેસ્ટીલ અને બીસ્કીયાન એ પ્રાન્તો સ્પેનીશ ખ્રીસ્તીઓના તાબામાં સુલેહની ભાવનાથી રહેવા દઈ મુસલમાનો સ્પેનને પોતાનું ઘર કરી સ્વસ્થતા મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ ઈ. સ. ૭૫૦ માં તેમનામાં ફાટફુટ થઈ.

જે પ્રજા ગીતાનું તત્વજ્ઞાન વાંચવા—વિચારવા અને પચાવવા શક્તિવાન હોય, જે પ્રજા સાહિત્ય કળા, વ્યાકરણ વિજ્ઞાનમાં ઉન્નતિ પામી હોય તેમજ પ્રજામાં શ્રીકૃષ્ણ જેવા મહાત્મા આજે કંસનો વધ કરે, આવતી કાલે જરાસંઘ સાથે લડવા બહાર પડે, ત્રીજે દિવસે શિશુપાળ સાથે વિવાદમાં ઉતરે, પાંડવો અને કૌરવો એકજ કુટુમ્બના છતા વડીલો પણ તેમના દ્વેષને ન ટાળી શકે એ શિષ્ટતા કેમ મનાય? સભ્યતામાં આટલી હદે પહોંચેલી પ્રજામાં મહાભારત જેવા યુદ્ધ ન ટાળી શકાય તો એ પ્રજા સભ્ય (*Civilized*) કેમ કહેવાય પૂર્વની પ્રજાઓની પ્રાચીન ઉન્નતીની દલીલ સ્હામે યુરોપીયન પંડિતોનો ઉપરોક્ત આક્ષેપ છે.

દિવસે સંગ્રામના મેદાનમાં સ્હામા ઉભા રહેવું અને યુદ્ધ બંધ થતા સાથે બેસી જમવું, શત્રુ સૂતો હોય તો તેને જગાડી—તેને તૈયાર થવા દઈ પછી હથીયાર નો ઘા કરવો એ નીતિ ખાઈઓમા છુપાઈ ગોળી મારનાર—નિર્દોષ પ્રજા—બાળકો અને સ્ત્રીઓપર રાત્રે ઘુમસમાં હવાઈ વિમાનમાંથી બોમ્બ ફેંકનાર વીરોને ન સમજાય તેવી છે, પોતાના ભાઈઓ બંધીવાન અને નિરાશ્રય થઈ બેઠા હતા. પ્રાણથી પણ પ્રિય પત્નિ નગ્ન દશામાં પોતાની મર્યાદાની શત્રુઓ પાસે ભિક્ષા માગી રહી હતી તે વખતે ભીમસેને દુર્યોધનનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી—શત્રુને પોતાનું ખરૂં હૃદય બતાવી આપ્યું તેમાં તેની વીર તરીકે શોભા જ હતી. સંયુક્તાને માટે—એક સ્ત્રીની પ્રતિજ્ઞાને માટે પોતાનો રાજ્યવૈભવ-લક્ષ્મી—અને આડ દાવમાં મૂકવામાં પૃથ્વીરાજની ખાનદાનીજ હતી ખોટા દાવ ન રમવામાંજ વીરતા છે. ન્હાની પ્રજાઓના રક્ષણને માટે બહાર પડવું—બેલ્જીયમને બચાવવા શસ્ત્ર સજ્જ કરવા અને છેવટે પોતેજ ન્હાની પ્રજાઓના ધણી થઈ બેસવું તેમને ગુલામીની સ્થીતિમાં મુકી દેવી એ સભ્યતા કહેવાય કે જંગલીપણું એનો ઉત્તર સંતોષ કારક નમળે ત્યાં સુધી આપણે પ્રાચીન પ્રજાઓને જંગલી



કોરડોવાનો પુલ-સુલતાન હાસમે બંધાવેલો.

હરગીજ નહિ માની શકીએ. મુરોમાં મતભેદ હતો. દ્વેષ હતો-તેઓ આપસમાં લ્હડયા માટે જંગલી હતા એ આક્ષેપ યુરોપીયન પંડિતો ભલે મુકે. આપણે તે એકાએક નહિં સ્વીકારી શકીએ.

ઈ. સ. ૭૩૦ માં મુરો સ્પેનમાં લગભગ નિર્ભય જેવા થઇ ગયા હતા. સરહદ સાથે સુલેહ કરી તેમણે એન્ડુલેશીયા-સ્પેનના દક્ષિણના સપાટ ભાગને પોતાનું ઘર બનાવ્યું. પણ અરબસ્તાનમાંથી આવેલ પોતાને ખાનદાન માનનારા અરબ્બો અને બરબર નામે તારીકના લડવૈયાઓ વચ્ચે હમેશાં મતભેદ થયા કરતો. બરબર લોકો ધર્મમાં વિશ્વાસુ હતા. તેઓ મોલવીઓ અને મઝહબના ઉલ્માઓને વિશેષ શ્રદ્ધાથી માનતા. આઇબેરીયા કે ઇરિસ્હાન છતવામાં તેમના જાતિ ભાઇઓ અગ્રેસર થયા હતા એ તેમના માટે ગૌરવનું કારણ હતું. પાછળથી આવનાર ઉચ્ચ જાતિના અરબ્બોને પોતાની ખાનદાની માટે મગરૂબી હતી. આવાં આવાં કારણો એ મતભેદનાં બીજ હતાં.

બીજી પણ એક વાત હતી. અરબ્બોનું રાજ્ય હિન્દુસ્તાનથી તે સ્પેન સુધી લંબાયું હતું અને ઇસ્લામના કાનુન પ્રમાણે ડમાસ્કસના ખલીફાની તેના ઉપર સત્તા હતી. આવા વિસ્તૃત રાજ્યની સત્તા એકજ ઠેકાણે કેન્દ્રસ્થ હોય એ તે વખતને માટે અશક્ય હતું. ડમાસ્કસમાં બેઠેલા ખલીફા માત્ર એક ધાર્મિક આગેવાન હોઈ આવા મ્હોટા રાજ્ય ઉપર સત્તા નિભાવી શકે એમ નહોતું. ધીમે ધીમે ખલીફાની સ્થીતિ ખ્રીસ્તીઓના પોપની આજની સ્થિતિ જેવી હદવાળી થતી ચાલી. હઝરત અબુબકર, ઉમર, ઉસ્માન અને અલી-એમના પછી હઝરત માવીઆ ખલીફ તરીકે આવ્યા. ઇ. સ. ૭૫૦ માં હઝરત અબુબકરના વંશજોને ખલીફા તરીકે ઉઠાડી હઝરત અબ્બાસના વંશજ ખલીફની ગાદીપર આવ્યા. ખલીફાતનું સ્થાન ડમાસ્કસ બદલી બગદાદ રાખવામાં આવ્યું. હઝરત અબુબકરના કુટુમ્બમાં અબદુર રહેમાન એક વીર અને ધીર યુવક હતો. તેની ઉમર વીશ વર્ષની હતી. ખીલાફતના ઝગડાને લઈ-અરબ્બી વંશનો તે એકલોજ વારસ હોઇ તેનો જાન હમેશ જોખમમાં રહેતો. શત્રુઓનો હમેશાં તેને ડર રહેતો. દુશ્મનને મરદાન-

સીધી જવાબ આપવો દુશ્મન આમંત્રણ કરે. તો હલ્લા બહાર પડવું એ વીરના લક્ષણ ગણાતા. અબ્દુર રહેમાન પોતાની શક્તિપર મુસ્તાક થઈ તે શત્રુઓની વચ્ચે રહી શકતો પણ તેનાથી વધારે વખત ન રહી શકાયું. શત્રુઓએ સુલ્તાનના ન્હાના ઘરને ઘેરી લીધું અને તેને નાશી જવાની ફરજ પડી. યુફ્રેટીસ નદીમાં કુદી પડી તેણે જાન બચાવ્યો અને અનેક આફતો વેઠી તે આફ્રીકા આવી પહોંચ્યો. અહીં તે પોતાના વિખુટા પડેલા કુટુમ્બને મળ્યો. સુલ્તાન દરિયા કિનારાપર બેસી બંદગી કરતો હતો અને સ્હામેથી સ્પેનથી આવતું એક વહાણ દેખાયું. સુલ્તાનને જાણે ખુદાનું એ ફરમાન હોય એમ લાગ્યું. વહાણ આવ્યું અને ઇસ્પહાનમાં કુસંપના સમાચાર તેણે સાંભળ્યા. એજ વહાણમાં તે બેઠો અને સ્પેનમાં દાખલ થયો. અરબ્બ અમીરોના ગાદી વારસને પોતાની વચ્ચે જોઈ અરબ્બો હર્ષ ઘેલા થઈ ગયા.

ધર્મમાં વિશ્વાસ-સુંદર આકૃતિ અને મીઠા વચનોથી અરબ્બો મોહ વશ થયા. ઘણા લશ્કરીઓએ પોતાના હથીયાર મુકી દીધા. આ વખતે એન્ડુલેશીયામાં (સ્પેનમાં) સરદાર યુસફ સુબો હતો. તે અબ્દુરરહેમાનની સ્હામે થયો. પરંતુ કુદરત તેની મદદમાં નહોતી. સંગ્રામ વખતે મુશળધાર વરસાદ પડ્યો. નદીઓ અને નાળાં જબાજબ ઉભરાવા લાગ્યા યુદ્ધ અશક્ય થઈ ગયું. યુસફ ટકી ન શક્યો.

યુસફનો નાશ થતાં સુલ્તાન રાજધાની કોરડોવામાં દમામથી દાખલ થયો. વિધી પૂર્વક રાજ્યદંડ ધારણ કર્યો પણ પે અબ્બાસીઆએ આફ્રીકા થઈ ખલીફનું સૈન્ય સ્પેનમા ઉતર્યું ઇબ્ન મઝદ એ સૈન્યનો સેનાધીપતિ હતો સ્પેનની અરબ્બ જાતિઓમા હજી પુરી સલાહ ન હોતી યુસફના દગાવાળા મઝદને મળ્યા અને તેમણે કોરડોવાને ઘેરો ઘાલ્યો. ઘેરો બેમાસ ચાલ્યો અબ્દુરરહેમાન અકડાઈ ગયો હતો પણ નાસીપાસ ન હતો. ધીમે ધીમે બહારનું લશ્કર કંઈક શિથીલ થતા સુલ્તાને કિલ્લાની બહાર એક મ્હોટો ભડકો સળગાવવાનો પ્રબંધ કર્યો. અબ્દુર રહેમાન કિલ્લા-પરથી આગની પાસે કુદ્યો તેની પાછળ ૭૦૦ યોદ્ધા કુદ્યા અને વીજળીની પેઠે શત્રુપર તુટી પડ્યા.



કોરડોવાની મસ્જીદનો બાહરનો ભાગ.



ઝારા ગોઝીના કિલ્લાનો દરવાજો.

આગમાં કૂદવામાં તેમની મરણીયા થવાની પ્રતિજ્ઞા હતી. હજારો શત્રુઓ બાજી ન રહમજી શકયા. કેટલાક નાશી છૂટયા અને બાકીના રણમાં કામ આવી ગયા.

ઈ. સ. ૭૫૬ ના શીયાળામાં અબ્દુર રહેમાન કંઈક નિર્ભય થયો. એજ વરસમાં બરબર મુસલમાનોએ છૂટાછવાયા બળવા કર્યા પણ તે શાન્ત કરવામાં સુલતાનને વધારે મહેનત પડી નહી.

અશાન્તિને દાબતાં અબ્દુરરહેમાને અનેક હમદીનો અને તેમની પડખે ઉભા રહેનાર ખ્રીસ્તીઓને નિર્દય થઇ કતલ કર્યા હતા. સરદાર યુમફને સલાહને બ્હાને બોલાવી દગો કરી તેનો વધ કર્યો હતો અને નિર્દોષોના લોહીની નદી વહેડાવી હતી. આમ યુરોપીયન ઇતિહાસકારો સુલ્તાન અબ્દુર રહેમાનને માટે લખે છે. મુસલમાન ઇતિહાસકારનો ઉલ્લેખ આ પ્રમાણે છે. "સુલ્તાન અબ્દુર રહેમાન દયાળુ દિલનો અને દુશ્મનપર પણ રહેમ કરે એવો બાદશાહ હતો. તે મીઠું બોલનાર અને દૂર અંદેશ હતો. તે અભિપ્રાય બાંધતા ઘણો વિચાર કરતો પણ માન્યતા નક્કી થતાં તેનો અમલ કરવામાં બહુ ગીચર વાળો હતો. તે જાતે ઉદ્યોગી હોઈ જોખ-

મહારીનું સરકારી કામ કોઇને પણ ન સોંપતાં પોતે કરતો છતાં મુશ્કેલીના વખતમાં તે આલીમોની હમેશા સલાહ લેતો.

તે એક બહાદુર સેનાપતિ હતો અને રણમાં હમેશા મોખરેજ રહેતો. ઇસ્લામ પર તેને દૃઢ વિશ્વાસ હતો અને જુમાને દિવસે ઘણીવાર તે મસ્જીદમાં વાએઝ કરતો. તે પોતાની રૈયતમાં ગરીબ—રોગીને ઘેરે જતો અને પ્રજાના ઉત્સવમાં ભાગ લેતો."

ઇ. સ. ૭૭૭ માં ફ્રાન્સના બાદશાહ શાર્લમેને ફરી એકવાર સ્પેનપર હુમલો કર્યો. કેટલાકોનું કહેવું છે કે ઉત્તરના વીસીગોથ રાજાઓએ બાદશાહને બોલાવ્યો હતો જ્યારે કેટલાક ઇતિહાસકારો મુરોપર પણ દોષ મૂકે છે. મુરોમાં કુસંપ હોવાથી કેટલાક મુર અમીરોએ છૂપી રીતે બાદશાહને આમંત્રણ કર્યું હતું. તેણે પેહલાં આરા-



કારડોવાની મસ્જીદનો દરવાજો.

ગોત્તને ઘેરો ઘાલ્યો પણ એટલામાંજ તેના પોતાનાં રાજ્યપર સેક્સન લોકો ચ્હડી આવ્યા. તેણે પોતાના લશ્કરને એકદમ પાછા ફરવા હુકમ કર્યો, પણ રૌનસેસ વાલીસની ખીણામાં ફ્રેન્ચ લશ્કરનો મોટો ભાગ ઘેરાઇ ગયો. બાસકેવસ નામે સ્પેનની સરહદ પર રહેનારા લોકો પ્રથમથીજ ફ્રેન્ચોના દુસ્મન હતા તેઓએ યુક્તિથી પીરીનીસની ખીણોમાં તેમને ઘેરી લીધા. ફ્રેન્ચ લશ્કર બરાબર પહાડોની વચ્ચે આવતાં પહોડોપરથી લીઓનના બાસકવેસ લશ્કરે તેમના ઉપર સખત હુમલો કર્યો અને એકેએક ફ્રેન્ચ સૈનિકને કતલ કરી નાંખ્યો. આ કતલમાં સારસેન્સ અથવા મુરોના લશ્કરે નિર્દય થઈ ફ્રેન્ચોને કાપી નાંખ્યા એમ યુરોપીયન ઇતિહાસ વેત્તાઓનું માનવું છે. આ વિગ્રહમાં ફ્રાન્સનો એક મહાન સેના ધીપતિ રોલંડ પણ રણમાં પડયો.

સુલ્તાન અબ્દુર રહેમાન ઈ. સ. ૭૮૮ માં સ્વર્ગવાસ પામ્યો અને તેનો પુત્ર હાસમ ૩૦ વરસની ઉમરે આવ્યો. મુસલમાન ઇતિહાસ કાર ઇબ્ન હૈયાત લખે છે કે સુલ્તાન હાસમ ઈમાન અને સચ્ચાઇની મૂર્તિ જેવો હતો. કોઈ નજુમીએ તેની ઉમર બાકી આઠ વરસ છે. એમ કહેલું હોવાથી તે વધારે વિવેકી થયો હતો. તેના મહેલમાં વિદ્યા અને કળાનો સત્કાર થતો. શાયરો મઝહબને જાણનારા મૌલવીઓ ઓલીયા અને ઉલ્માઓ હમેશાં તેના દરબારમાં ઇજ્જત પામતા. દુઃખી અને દરિદ્રીને તે વિના સંકોચે મદદ કરતો. તે સ્વભાવે બહુ સરળ એક સાધુ જેવો હોઈ ગમે તે ધર્મનો માણસ તેને મળી શકતો અને પોતાનું દુઃખ કહી તેની સહાનુભુતિ મેળવી શકતો. પોતાના ભરોસા પાત્ર માણસોને તે રાજ્યના દરેક ભાગમાં મોકલતો; પ્રજાના દુઃખ જાણવા પ્રયત્ન કરતો અને તે દૂર કરતો.

અનાચાર અને ચોરી વિગેરે અટકાવવા શહેરોમાં અને ગામમાં સખ્ત પહેરો રાખવામાં આવતો. અનીતિ નાબુદ કરવા તે ખરાબ માણસોને દંડ દેતો પણ દંડમાંથી જે ધન મળે તે ગરીબ અને વરસાદ કે ટાઢની દરકાર કર્યાવિના નિયમીત નમાઝ પઢનાર સારા માણસોને આપી દે તો. માંદા માણસની સ્થિતિ જાણવા અને તેને દવા આપવા ઘણીવાર સુલ્તાન જાતે જતો. અને દયાળુ મુખે દર્દી પાસે તે બેસી રહે તો. સુલ્તાને કોરડોવામાં તેના મહેલની પાસે ગાડીલકવીવર નદીપર એક સુશોભીત પુલ બંધાવ્યો હતો. આ પુલ આજ દિવસ સુધી કાયમ છે. આ બાંધકામ અત્યંત સુંદર અને પ્રેક્ષણીય થયું હતું પણ લોકોએ કહ્યું કે સુલ્તાને પોતાની શીકાર ગાહની સગવડ માટે એ પુલ બંધાવ્યો છે તેથી સુલ્તાને એ પુલપર પગ પણ ન મૂકવાની પ્રતિજ્ઞા કરી અને તે પોતાના મરણ સુધી પાળી હતી. તેણે ધર્મ-વિદ્યા-વિજ્ઞાન અને કળાને માટે પાઠશાળાઓ સ્થાપી હતી. આટલું છતાં સુલ્તાન પોતાના શત્રુઓની સામે એક કલાનિપુણ સેનાપતિ તરીકે અને ખરા જવાંમર્દ તરીકે ઉભો રહેતો. તેણે ઉત્તરના ખ્રીસ્તીઓ અને પોતાના કાકાઓ સ્હામે યુદ્ધ કરી તેમને તાબે કર્યા હતા.

સુલ્તાન અબ્દુર રહેમાનના વખતમાં તેમજ હાસમના વખતમાં અનેક ખ્રીસ્તીઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો. તલવારના બળથી નહિ, ગયેર મુસલમાનો પરના વેરાને લીધે નહિ, દબાણથી નહિં, કેવળ મુરોની ઇમાનદારી જોઈ, ઇસ્લામમાં ખુદાપર અટલ ભરોસો જોઈ, મુરોએ ગુલામો જેવી સંસ્થાને છેક નાબુદ કરી નાંખેલી જોઈ ગરીબો તેમજ ગવંડોરો, ગુલામો અને અમીરો ઇસ્લામના બાવટા નીચે આવ્યા હતા. "અલ્લાહહ અકબ્બર" કહેનાર ઇસ્લામમાં ઇમાનનો હકદાર થઈ શકતો. મુરોના બળ તેમજ ખાનદાનીને વશ થઈ ખ્રીસ્તીઓ મુસલમાન થયા હતા એમ પાશ્ચાત્વ ઇતિહાસકારો મુક્ત કંઠે સ્વીકારે છે. નજુમીના વચન પ્રમાણે સુલ્તાન હાસમ બરાબર આઠ વરસે પરલોકવાસી થયો.



દેશભક્ત ડૉ. એમ મણીલાલ એમ. એ. એલ, એલ. બી. બારીસ્ટર એટ. લૉ. અને તેમના પત્નિ શ્રીમતી જયકુંવરદેવી અને બે બાળકો.

શ્રીયુત મણીલાલને ફીજી સરકારે, ૧૯૨૦ માં ત્યાંથી દેશપાર કર્યાં પછી તેઓ ૧૬ માસ ન્યુઝીલાન્ડમાં રહ્યાં હતા ત્યાંના પ્રખર પાશ્ચાત્ય વિદ્વાનોએ એમને માનપત્ર આપી એમની દેશભક્તિ અને વિદ્વતાની કદર કરી હતી પણ સરકારી અદાલતે વકીલ તરીકે કામ કરવાની પરવાનગી આપી નહોતી. હાલ એઓ કોલમ્બોમાં છે.



# ફિજીનું ભવિષ્ય.

લખનારઃ—દેશભક્ત ડા. એમ. મણીલાલ, એમ. એ. એલ. એલ. બી. બેરીસ્ટર એટ—લૉ.

ફિજી સરકાર ત્યાંના ગોરા જમીનદાર અને દુકાનદાર વર્ગનું યન્ત્ર છે, તેમાં કૉલોનિયલ સ્યુગર રિફાઇનિંગ કંપની" સાર્વભૌમ અને શક્તિમાન છે. તેણે ફિજી સરકારને તો શું પણ ઑસ્ટ્રેલિયામાંના એક રૉયલ કમિશન સામે બાથ ભીડી પોતાનો કક્કો પ્રિવિકૉન્સિલમાં ખરો કરાવ્યો હતો. તેનીજ ઉશ્કેરણીથી આપણા હડતાલીયા માણસો પર તોપો ચાલી જેલ થઇ ઇત્યાદિ. વળી તેનીજ સત્તાથી ન્યૂઝીલાન્ડ સરકારે તેમજ ઑસ્ટ્રેલિયાની સરકારે ફિજીમાં ગિરમીટમુક્ત હડતાલીયાઓને કામપર પાછા મોકલવા દબાણ નાંખવા માટે મનવારો મોકલેલાં હતાં. એજ કંપનીને પ્રતાપે મને ન્યૂઝીલાંડમાં આજીવિકા મેળવવાનાં સાધનો બાબત વિઘ્ન મુકવામાં આવ્યાં. હવે તેઓ કહે છે. જુઓ ફિજી કેવો રૂપાળો દેશ છે. અહીં દુકાળ નથી—પ્લેગ નથી—ઝેરી તાવ નથી. સાપ નથી—વીંછી નથી—વાઘ નથી—આવો સુંદર દેશ હિંદુસ્થાનની પીડાતી—રીબાતી પ્રજાને અમે અર્પણ કરવાના છીએ. આવો! અને જણ વર્ષ કોઇ પણ સારા ગોરાને ત્યાં કામ કરી અનુભવ મેળવી અહીં જમીન મેળવી સુખમાં વસો. "પણ અંદરના દાંત હાથીના—ચાવવાના બીજા હોય છે. મજુર મળવા માટે આ ફોસલામણી છે. શાસ્ત્રીજીએ "સમાન અધિકાર" ( *Equality of Status*) વિષે જે લંડનમાં કહેલું છે તેથી ત્યાંની ગોરી પ્રજા કહે છે ફિજી દેશ અમને મળેલો છે—રાજા "થર્ડકમાઉ"એ તે "*Trust*" ( વિશ્વાસ ) ઉપર અમને સોંપેલો હતો. હિંદીવાનોને અહીં ખાસ ચાકર તરીકે લેઇ આવ્યા હતા. અમારી કૃપા થી કેટલાક વેપાર—ઉદ્યોગથી ભલે પૈસા કમાઇ જાય પણ અમે હિંદીવાનોને સરખા હક નહિ મળવા દઇએ. કેનિયા કાલોની જેવું થશે ..ઇત્યાદિ."

જ્યારે ચાલતા વર્ષ અને આગલા ૨ વર્ષનાં રમખાણો તેમજ અત્યાચારો વિષયે તપાસ કરવાની સત્તા ફિજી જનાર ડેપ્યુટેશન પાસે નથી ત્યારે હિંદીઓને એ ડેપ્યુટેશનથી શો લાભ થાય! જ્યારે ગોરાઓ "સમાન હક" માટે સંકટ ઉભું કરવા તૈયાર છે તે ડેપ્યુટેશન કરશે શું! વસ્તુસ્થિતિ એવી છે કે ઘણું કરી ફિજીના ગવર્નરે નિમણુ કરેલા ઇકવા કમિશનની મુવાફિક આ ડેપ્યુટેશનને હિન્દીઓ તેમજ ગોરાઓ "બૉયકોટ" કરે. આખરે લાભ કોઇને પણ આસમ્ભવ નથી. હિન્દુસ્તાન સરકારના પૈસા પાણીમાં જવાના છે. માત્ર સ્ટીમર કંપનીવાળા તેમજ હોટેલવાળાઓ ખાશે અને આપણા વૉઇસરૉય વિદેશ ગવર્નરપતિ રાજુ. પંડિત ગોવિન્દ સહાય તેમજ હૉનેંટને આપણા ખુબે મરતા ખેડુતોને બોગે ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમા સેર ( સેલ ?) કરવાનું મળશે.




ચિત્રકાર મી. સુંદરરાવ ગોરક્ષકર.

( ગતાંકના પૃષ્ઠ ૨૫૪, પ્રકરણ ૭ માનું સાધન સ્હામેના પૃષ્ઠ પરથી. )

### આગલા પ્રકરણોનો ટુંકસાર.

પ્રવીણ એક સંસ્કારી કેળવાયલો પણ નિર્ધન અને પોતાની નિર્ધનતા ટાળવામાં આળસુ યુવક છે. તે પોતાની પત્નિ સુખદા જે એક ગાય જેવી ગરીબ હિન્દુ બાળા છે તેને ચાહી શકતો નથી. સાહિત્ય અને કળાની મધુર સ્વપ્નસૃષ્ટિમાં રમનારો આ યુવાન વ્યવહારને નથી સ્હમજી શકતો. પોતાની સ્ત્રી ગરીબ માબાપની અને સ્વભાવે ગરીબ હોવાથીજ તેની ગરીબ ગૃહસ્થી ઠીક નભે છે. પોતાની રોગી માતાની ઠીક સારવાર થાય છે એ તેનાથી નથી સ્હમજાતું. તે એક સાહિત્યસૃષ્ટિની પ્રેયસીની શોધમાં રાગી બની ઘરથી વિરાગી બને છે.

તેના બાલમિત્ર ભગવતીનું લગ્ન થયું છે. અને તેની નવોઢા પત્નિ પ્રથમ વાર પતિ ગૃહે આવી છે. પ્રવીણ તેનું રૂપ, બાલયૌવન અને આરોગ્ય જોઈ મુગ્ધ થાય છે તે સમજે છે કે એ પાપ છે પણ પોતાના વિકારોપર ને સંયમ મેળવી શકતો નથી. ભગવતીની નિર્દોષતા અને તેની માતાની સરલતા આ પાતકના અગ્નિમાં ઘીની ગરજ સારે છે.

તેના મુખપર પ્રસન્નતા રમી રહી હતી. પથારીપર સોનાવર્ણા કરમાઈ ગયેલાં ફુલો ચીમાડામાં પડ્યાં હતાં. પાસે ટીપાઈપર જળ પાત્રો પડ્યા હતાં ફરી જોયું, પલંગના ઓશીકાની નીચે એક ચીનીના વાસણમાં દાડમ આદિની છાલ પડી હતી. પ્રવીણથી એક ઉંડો નિસાસો ન ખાઈ ગયો તે બે પગલાં આગળ વધી પલંગ પાસે આવ્યો. ભગવતીના માથા પાસે બેસી તેના બાલ સમારવા લાગ્યો. ભગવતી કંઈક જાગ્યો, પણ તેની નિદ્રા પુરી ઉડી નહોતી. તેણે પાસું ફેરવ્યું પછી પ્રવીણ તરફ જોયુ

પ્રવીણે કહ્યું " ભગવતી રાતના એટલો બધો શા માટે જાગે છે કે આખો દિવસ સુવુ પડે છે ! " ભગવતીએ અર્ધ નિદ્રાવસ્થામાં મિત્રની વાત સાંભળી. તેની આંખોમાં પ્યાર અને નીંદની મસ્તી છવાયલી હતી. તેણે પાસું ફેરવી પ્રવીણની ગોદમાં માં મૂકી દીધી અને ફરી સુઇ ગયો. પ્રવીણે તેના બાલ પરથી હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું. " ચાર દિવસથી તારૂં મ્હોં નહોતું જોયું, હમણાં આવ્યો તો નવાબ બની સૂતો છે " આ વખતે ભગવતીએ પોતાનું માથું ઉચક્યું પ્રવીણની ગોદમાં રાખી દીધું અને હાથ આગળ કરી કમરમાં લપેટી લીધો. પ્રવીણે તેને કહ્યુ " અરે! ઓ કન્હૈયા! ઉઠે છે કે ચાલ્યો જાઉ!" ભગવતી આ વખતે જરા જાગ્યો, ઉઠ્યો અને પ્રવીણને લપેટી ફરી સુઇ ગયો.

આ પ્યારથી પ્રવીણનું હૃદય ભરાઇ આવ્યું તેણે કહ્યું- " અરે આ શું કરે છે! જરા જોતો ખરો કે હું કોણ છું. " ભગવતીએ તેના મ્હોંની પાસે પોતાનું મ્હોં લાવી મસ્તીમાં કહ્યું "પ્રવીણ ભાઈ." પ્રવીણે તેને હલાવતાં કહ્યું છોડ છોકરૂ બહુને મોટકું છું." ભગવતીએ મધુર સ્વરમાં, આંખો મીંચીને જ કહ્યું-"તું શું તેનાથી ઓછો ખુબસૂરત છે! પ્રવીણ કંઈ કહેવા ચાહતો હતો એટલી વારમાં વૃદ્ધાએ ઉપર આવી છોકરાઓના કૌતુક જોઈ અચ-જ ગી માથ પર આંગળ મૂકી કહ્યું: " જુવો એમના લક્ષણ. આ એને જગાડવા માટે આવ્યો હતો" પ્રવીણે ચોંકીને કહ્યું. 'હુ શું કરૂં મા! એણે મને પણ પકડી લીધો ભગવતીએ કહ્યુ " મા! એણેજ મને કહ્યું હતું કે મને જરા છૂપાવી લેજે, મા મને મારવાની છે " વૃદ્ધા હસતા હસતાં લોટ પોટ થઇ ગઈ તેણે જમીન તાકતાં કહ્યું " ઓ વહૂ જરા એમના લક્ષણ તો જો, બંન્ને સુતા છે. "

વહૂએ એ બાબતી શુ કર્યું તે પ્રવીણ ન જોઇ શક્યો તો પણ તેના કાનોએ તેના અલંકારોનો ઝણકાર સાંભળી લીધો

વૃદ્ધાએ કહ્યું: " ચાલો મિઠાઈ તો ખાઓ છોકરા બહુજ તોફાની છે. " ભગવતીએ બચ્ચાની માફક માના પાલવને પકડી કહ્યુ " મા, અમે બે વગર મારે સીધા નથી થવાના. "

વહુ આ વિનોદને નીચે ઉભી રહી સાભળતી હતી, પ્રવીણને એ વાતની બહુજ ચિંતા હતી કે વહૂપર તેની શી અસર થાય છે

ભગવતી ઉઠ્યો પ્રવીણને પકડી મીઠાઈ ખાવાને જઈ બેઠો વહૂ અનંગ ખુબાવી ધીરેથી રકાબીઓ વઈ આવી અને બન્નેની સામે મુકી દીધી. પ્રવીણે જોયુ કે ચપાની કળીના જેવી અંગુલિઓમાં રકાબી જેવી શોભતી હતી તેવી ભગવતીના તે બેડોળ હાથોમાં નહોતી દેખાતી. તેણે ફરી એકવાર ભગવતીના હાથ તરફ જોયું અને પછી મીઠાઈ ખાવા લાગ્યો વૃદ્ધાએ પુછ્યુ- " મીઠાઇ કેવી છે?" ભગવતીએ કહ્યું કોઈએ કામની નથી કોઈની પણ કિમત નથી."

વૃદ્ધાએ કહ્યુ " ચાલને, તને સાખરાની એક પણ ચીજ પસંદ આવી છે?" પ્રવીણના મનમાં આવ્યુ કે કહી દઉં કે શું વહૂ પણ પસંદ નથી આવી? પણ તે સબધ થઈ ગયો.

તેણે કહ્યું "મા, એનું પેટ તો ભરાઈ ગયું છે આવી મીઠાઈ તમામ ધરે મે તો પહેલા ખાધી નથી. આ ખુબસરતો બહુજ ઉમદા છે."

વૃદ્ધાએ ઉત્સાહિત થઇને કહ્યું: "અરે એ વહુ! બીજા ગુધરા લઈ આવ, પ્રવીણને અત્યપાગથી જ ગુધરા પસંદ આવે છે."

વહૂએ તેજ ચંપાની કલી જેવી અંગુલિઓથી તેજ લાજ ભરી ચાલથી, ડરતાં ડરતાં આગળ આવી બે ગુધરા પ્રવીણની રકાબીમાં નાખી દીધા. પછી તે ભગવતી તરફ ઝુકી. પ્રવીણે કહ્યું:—નહિ નહિ, એને નહિ આપતા એને આ બધું પસંદ નથી. વહૂ અટકી ગઈ. તે ઘુંઘટ માંથી ભગવતી તરફ જોવા લાગી. ક્ષણવાર તે કર્તવ્ય વિમૂઢની માફક ઉભી રહી પછી તે આખી રકાબી પ્રવીણ આગળ ઉલટી વાળી અંદર ચાલી ગઇ. ભગવતીએ આ પક્ષપાતના અવસરને જવા ન દીધો. તે હસીને બોલ્યોઃ—મા જોયા પ્રવીણભાઇના કરતૂત. તે પોતાનો ભાગ તો ખાય છે સાથે મારો પણ તફડમ કરી ગયો.

---

## પ્રકરણ ૮ મું.

ગત પ્રકરણમાં ઘટના બની. તેનો બીજો દિવસ હતો. ભગવતી ભોજન કરી ચૂક્યો હતો. હમણા તે નિરાંતે બેસી સુપારી કચકચાવતો હતો. સ્હામે એક પુસ્તક પડ્યું હતું. તેની નજર તે પુસ્તકપર ઠરી. પુસ્તક ઉપાડ્યું એટલામાં પાછળથી કોઇની છાયા પડતી દેખાઈ. તેણે જોયું વહુ આવે છે. ભગવતી મુગ્ધ હાસ્યથી તેના તરફ તાકી રહ્યો. વહુના મુખપર ઘુંઘટ ન હતો તથાપિ અર્ધું મુખ ઢંકિલું હતું. તે ધીમે ધીમે સ્વામીની પાછળ આવી અને ખુરશી પકડી ઉભી રહી. ભગવતીનું ધ્યાન બીજે ક્યાં નહોતું પણ વાત કરવાનો વિષય તેને ન સુઝયો. પુસ્તક ટેબલપર મુકી આવું ઉંચું કરી મુગ્ધા સ્ત્રી તરફ જોયું અને મંદ હસ્યો.

વહુએ રસભરી દૃષ્ટિનો એક કટાક્ષ પતિ તરફ કરી કહ્યું, "આજે બહુ ખરાબ છે."

ભગવતી જાણે વિચારમાં પડ્યો હોય એવી ચેષ્ટા કરી કહ્યું, "કેમ શું છે!"

વહુએ કોપનું એવુંજ કૃત્રિમ સ્વરૂપ ધારણ કરી કહ્યું, "ભલા હું એમનો શું પક્ષપાત કરતી હતી? તમે ગુગરા ન લીધા. અને એ ખાતા હતા તેથી એમની થાળીમાં નાંખી હું ચાલી ગઈ. બધાની વચ્ચે હું ક્યાં સુધી ઉભી રહી શકું?"

ભગવતી વાત સાંભળી ખૂબ હસ્યો અને હસતાં હસતાં બોલ્યો.

"કેમ ઉભા રહેવામાં શું વાંધો હતો?"

"તમે લોકો તો મશ્કરી કરી રહ્યા હતા!"

"સાસરીયે તો મશ્કરી થાયજ. તમે કંઈ કસર રાખી હતી?"

વહુએ ફરી મુગ્ધ એક કટાક્ષ કરી તીરછી દૃષ્ટિથી જોઈ કહ્યું, ક્યારે?"

"એકદમ ભૂલી ગઈ? કચોરીમાં ખૂબ મરચાં નાંખ્યા હતા. શાકમાં ગોળ અને પાનમાં મીઠું."

કૌતુકથી ખડખડ હસી વહુએ કહ્યું "એ તો બધી કમલાની કારસ્થાની હતી."

ભગવતી એ જરા મલકાઇ કહ્યું, બધી એકજ. કમલા પણ તારીજ કે નહિ?"

વહુએ હાવકો જવાબ આપ્યો. ઠીક એમજ સ્હમજો."

વહૂના હાસ્ય કરતાં—ત્હેના આ હાવકાં પણામાં—મંદ ક્રોધમાં ભગવતીને વિશેષ રસ પડ્યો. તેને ચિડવવાને માટેજ કહ્યું: "પક્ષપાતતો પ્રત્યક્ષ હતો જ. બે ગુગરા પ્રથમ આપ્યા અને પછી પણ રકાબીમાં હતા તે બધા આપી દીધા."

આખી વહુ વાતનો મર્મ ન સમજી શકી. તે ખરેખર ક્રોધમાં આવી ગઈ અને કહ્યું "હું એમનો પક્ષપાત શા માટે કરૂં?"

ભગવતીએ આનંદમાં આવી જઈ કે સ્વાભાવિક તેની મંદ બુદ્ધિને વશ થઈ કહી નાખ્યું: "પ્રવીણ બિચારાનું સુંદર રૂપ જોઈ તેં તેનો પક્ષપાત કર્યો. તે સુંદર છે અને તું પણ સુંદર છે. હું મૂર્ખ અને..."

વહુ લજ્જા-સંકોચથી દબાઈ ગઈ." જે મનમાં આવે છે તે બોલો છો. હું જાઉં છું"

ભગવતી હસી પડ્યો. પોતે મશ્કરીમાં કહ્યું હતું એમ તેણે વ્યક્ત કર્યું. તેણે વહુનો હાથ પકડ્યો. "બસ આટલામાંજ ભાગવા માંડી. તારી બહાદુરીનો આટલીજ. હજી પણ બેઠી છે. તારી સાથે વઢવામાં તો ઓર મજા છે."

ભગવતી શું કરતો હતો તેની તેને સુઝ ન હતી. તે મુગ્ધ હતો ભોળો હતો. સંસારના ઝેરી વાતાવરણથી અજ્ઞાન બાળક જેવો મુગ્ધ હતો. તેણે પોતાની નિર્દોષ આને ફરી એક મુગ્ધ પ્રશ્ન કર્યો. "ત્હને સોગન છે કહે કે પ્રવીણ સુંદર છે કે હું!"

વહુ લજ્જાથી જાણે ગભરાઈ જતી હોય છતાં બાળક જેવાં આવેશમાં કહ્યું. "તમે."

મુગ્ધ પતિએ પોતાની નિર્દોષ પત્નિના બન્ને હાથ પકડી કહ્યું, "તું જુઠું બોલે છે પ્રવીણ જરૂર મારાથી સુંદર છે. તું પણ સુંદર છે. તું કોઈ સુંદર પુરૂષના અંકમાં સારસની જોડી જેવી શોભત...ને એકદમ બોલી ગયો. આવેશમાં બોલી ગયો. મનુષ્યને જ્ઞાનનો-વિદ્યાનો-સત્તાનો વિવેકનો આવેશ આવે છે, તેમ મુગ્ધતાનો આવેશ પણ આવતો હશે.

પત્નિના હૃદયને વજ્રાઘાત થયો. તે એકદમ ચાલી જવા તૈયાર થઈ. ભગવતી પ્યાસી દ્રષ્ટિથી હજી જોઈ રહ્યો હતો. વહુએ આવેશયુક્ત ઉપાલંભમાં કહ્યું, "તમે બહુ ખરાબ છો."

"અમસ્તા વાત પર આવી જઈ કહે છું ખરાબ ત્યારે સારૂં કોણ છે? સારૂં સારૂં કરી દે."

વહુ છેક પરાજીત થઈ ગઈ. તે અબળા હતી—અબળા હતી એમ દેખાઈ આવ્યું. તે પતિને જોવા લાગી. તેની દ્રષ્ટિમાં નિર્દોષતા ભોળપણ માત્ર ચમકતું હતું. ભગવતીએ તેને ભુજપાશમાં લપેટી આલિંગન આપ્યું અને કહ્યું, "બોલ હું કેવો ખરાબ છું? કહે તો ખરી!"

પરાજીતા મુગ્ધા નિરાધાર જેવી લાગવા માંડી જાણે પતિને શરણે ગઈ હોય. પુરૂષનું શરણ સ્વીકાર્યું હોય એમ તે બોલી.

"પણ તમને એ શું સુઝ્યું?"

"શું સુઝ્યું?"

"કાલે"

"ગઈ કાલે?"

"હા."

"શું?"

"એમને સાથે સૂવાડી દીધા?"

"એમ તો અમે ઘણી વાર સુઇ જઈએ છીએ."

"તમને શરમ ન થઈ? માણસે જોઈ લીધું."

ભગવતી ખડખડ હસી પડ્યો તેણે મસ્તીથી ફરી સ્ત્રીને એક ચિત્ત જોઈ કહ્યું. "એમાં શરમ શાની!"

સરલા વહુ ફરી શરમાઈ ગઈ તેણે પોતાના કોમળ-સુંદર પગના નખ તરફ નજર કરી કહ્યું. "ચાલો દૂર થાઓ તમને કોઈ વાતમાં શરમ નથી આવતી."

ભગવતીએ પ્યારથી પત્નિનો હાથ પકડી કહ્યું. તને ખબર નથી. પ્રવીણ શિવા સાથે મારી બાળપણથી મિત્રાચારી છે. અમે છેક ન્હાના હતા ત્યારથી સાથે ખાતા પિતા અને સુઈ રહેતા હતા. તું આવી ત્યારથી તે અહીં ઓછા આવે છે. નહિ તો પહેલાં આખો દિવસ રાત અહીંજ પડી રહેતા હતા.

નવોઢાએ રસીલા નેત્ર ચમકાવ્યા. લજ્જા સંકોચ હળવાશ ભૂલી જઈ પ્રવીણ, પતિના ખાસ મિત્ર-સમોવડીઓ છે. એવી ભાવના ઉદય પામતા તેણે કહ્યું. "જ્યારે હું પ્રથમ આવી ત્યારે પણ એજ રીતે તમારી પાસે પડી રહેતા હતા?"

ભગવતીએ સહજ સ્વભાવે કહી દીધું, "હા" હા કહેતાંજ સહસા તેના હૃદયમાં એ ભાવ ઉત્પન્ન થયો કે હું તો સ્ત્રી આવી ત્યારથી ઘરથી બહાર જ નથી નીકળતો. તે સહજ વ્યાકુળ જેવો પોતાની

ની તરફ જોઈ રહ્યો. વહુએ લજ્જાયુક્ત સ્વરે [illegible]ું. તમારી પેઠે બધા કંઈ ઘર ઘેલા થોડાજ થઈ જાય છે? ભગવતી એ જોયું કે સ્ત્રીનું કહેવું ખોટું નથી. તે વિચારવા લાગ્યો. પ્રવીણ પોતાના મનમાં શું કહેતો હશે?

વહુ એ કહ્યું. "વારૂ કહો ભાભી કેવાં છે?"

ભગવતીએ કહ્યું, "શું તારે ભાભી સાથે મુકાબલો કરવો છે?"

વહુએ કહ્યું, "ઠીક પણ ભાભીને ક્યારે બોલાવશો?"

ભગવતી એ કહ્યું, "માને કહે તે પોતે પ્રવીણને કહેશે."

"તમે કેમ નહિં કહો?"

ઠીક હુંજ કહી દઈશ. "પણ તું ભાભી પાસે જાય તેમાં શું ખોટું? મોટાનો તો આદર કરવો જોઇએ."

વહુએ કહ્યું. "માજીને પૂછી લ્યો,"

ભગવતી ખૂબ હસ્યો. ભગવતીએ કહ્યું, "આ મશ્કરી ઠીક થઈ, તારી વાત હું માને પૂછું, અને મારી તું."

વહુએ કહ્યું; "વારૂ એક કામ કરો, પહેલા ભાભીને બોલાવો પછી હું પણ જઇશ."

ભગવતી એ કહ્યું. "ઠીક છે હું આજે સાંજે કહી આવીશ."

વહુને ડર લાગ્યો, જો સાંજે જશો તો અર્ધી રાત વિસા સુધી આવશો નહિ. તેણે ચતુરાઈથી કહ્યું, "સાંજે! સાંજે તો તમે પેલું પુસ્તક વાંચવા કહ્યું હતું."

[illegible]તીએ મધુર દૃષ્ટિથી વહુની સામે જોયું. [illegible] મુસ્કરાઈ કહ્યું, "હું હમણાજ જાઉ છું."

[illegible] જોયું કે હવે વાત.ચિતનો કોઈ વિ[illegible] [illegible] તે કોઈ નવા વિષયનો વિચાર [illegible] તેના મુખપર હંસીની [illegible]. તેના નેત્રોમાં મુગ્ધતા-કૌતુકનો રંગ ચઢ્યો. ભગવતીએ ઉલ્લાસથી પછ્યું વળી શું રંગ ચઢ્યો છે?"

વહુએ કહ્યું, "કંઇ નહિ." એટલું કહીને એક નિર્દોષ બાળકની પેઠે હસી પડી.

ભગવતીની જીજ્ઞાસા વધી. તેના ખીલેલા કમલ જેવા મુખપર નેત્રો ટકાવી તેણે કહ્યું, "કંઈ તો જરૂર છે."

વહુ જરા સંકોચાઈ ચાલવા લાગી. ભગવતીએ તેની સાડીનો પાલવ પકડી કહ્યું, "વાહ ક્યાં ચાલવા માંડી? વાત કહેવીજ પડશે." વહુએ નીચી દૃષ્ટિથી હસતાં હસતાં કહ્યું.

"હું એમને કહી દઈશ."

"શું?"

"તેજ વાત."

"કઈ વાત?"

વહુ ફરી જરા હસી અને ભગવતી તરફ એક મોહભીની દૃષ્ટિ ફેંકી. ભગવતીએ મંદ હસતાં કહ્યું. "કઈ વાત?"

નહિ કહું, તે ચંચળ બની ઉઠી. તેના પગમાં ઝાંઝર જણજણ્યા. હાથના અલંકારોનો કર્ણપ્રિય અવાજ થયો.

ભગવતીએ ઉઠી તેનો કોમળ હાથ પકડ્યો. હાથ દબાવી તેના શરીરને ભેટવાની ઇચ્છા પ્રદર્શીત કરતાં કહ્યું, "બોલ હવે કહેશે કે નહિ?" વહુ ગભરાઈ. તેણે કહ્યું. "છોડો કહું છું."

ભગવતીએ તેનો હાથ છોડી દઇ કહ્યું. "કહે."

પ્રફુલ્લિત હાસ્યથી હસતાં વહુએ કહ્યું, "કં ગઇકાલ સવારની વાત કરી દઈશ,"

ભગવતી સ્હમજી ગયો. પણ મૂર્ખાઇમિજ જાણે તે કંઇ ન સમજ્યો હોય તેમ તેણે કહ્યું. "મને તો કંઈ ખબર નથી."

વહુએ કહ્યું, એવા ભોળા બની ગયા કે! "જ્યારે માજી જોઈ ગયા હતા."

ભગવતી ફરી ભોળો બન્યો. "શું જોઈ ગયા હતા?" વહુને લાગ્યું કે સ્વામી કેમ નહિ સમ

જતા હોય ! શું એમની યાદદાસ્ત એટલી ખરાબ છે ! "હશે ભલે તમને કંઈ યાદજ ન રહેતું હોય." એમ કહી તે ચપળતાથી ચાલી ગઈ. ભગવતી તેનો હાથ પકડવા ઉઠયો પણ તે ચાલી ગઈ. તેણે તૃષાતુર દૃષ્ટિથી એકવાર નીચે જોયું. વહુ માજીની પાસે ઘઉં વીણવા બેસી ગઈ હતી. મા હસી હસી "દીકરા રહેવા દે. બેટા રહેવાદે. હું વીણી નાંખું છુ" એમ કહી તેને અટકાવી રહી હતી. ધબકારા મારતી છલકતી છાતીથી ભગવતીએ આ દૃશ્ય જોયું. તેને પ્રિય લાગ્યું. તે પલંગપર બેસી વિચાર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૯ મું.

પ્રવીણ ભોજન કરી રહ્યો હતો. તેજ મેલું ઘર અને તેજ ગરમ ચોકો હતો. સુખદાની સામે થોડે દૂર લાકડીનું આસન પડ્યું હતું. તેની પર બેસી નીચી દૃષ્ટિ કરી તે ભોજન કરી રહ્યો હતો. તેનું મન કોઈ બીજેજ સ્થળે હતું. સુખદા ઉતાવળી ગરમ ગરમ રોટીઓ બનાવતી હતી નાના ફુલકાઓ દડાની પેઠે ફુલી તૈયાર થતા હતા. અને તેના પર ઘી ચોપડી તે પતિને પીરસી રહી હતી. દાળ, શાક, રોટી ચટણી અથવા કોઈ પણ વસ્તુ થાળીમાં ન હોય તો વિના માગે પિરસવી એવી પ્રવીણની આજ્ઞા હતી. પ્રવીણ એ વાતથી બહુજ નારાજ હતો કે કોઇ વસ્તુ તેની થાળીમા ન હોય અને તે તેને માગી મળે. તેની માન્યતા હતી કે પીરસનારનું એ કર્ત્તવ્ય છે કે તે ધ્યાનપૂર્વક જમનાર તરફ નજર રાખે. અને કોઇ પણ ચીજ જમાઈ જતાં તે પીરસી આપે રસોઈ પીરસનાર અને કરનાર જૂદા હોય તો આ વાતને નભાવી શકાય પણ એકજ રસોઈ કરનાર અને પીરસનાર હોય તો તેને એ નિયમ સંભાળવો મુશ્કેલ પડે. કેટલીએક વાર એમ બનતું કે તેની થાળીમાં દાળ, શાક, કે ચટની થઈ રહેતાં તે એક ક્ષણભર પણ રાહ જોયા વીના ઉઠી જતો. સુખદા તો બિચારી રસોઇ બનાવવામાં પરોવાયલી હોય તે કેમ જાણી શકે ? પછી ભલે સુખદા લાખ કહે પણ તે ફરી જમવા બેસતો નહોતો, એ સ્વભાવથી સુખદા પરિચિત હોઈ સ્ફૂર્તિ અને તત્પરતાથી તવાપર રોટી નાખતી. ત્યાથી અંગારપર ફુલાવતી અને પછી હાથમાં ચોળી થાળીમાં નાખતી અને સાથે એ પણ જોઈ લેતી કે થાળીમા બધી વસ્તુઓ છે કે નહિ. પ્રવીણ ભોજન કરતી વખતે મૌનજ રહેતો. ચૂપચાપ આવીને ભોજન કરવા બેસી જવુ અને જમીને તરત ઉઠી જવુ એ તેનો હંમેશનો નિયમ હતો

આજે પણ તે એજ રીતે જમી રહ્યો હતો. સુખદાએ હાથમાં એક ગરમ રોટી લઈ થાળીમા નાખવાના ઈરાદાથી સ્વામીની તરફ જોયુ પ્રવીણે સંકેતથી તે આપવાની મનાઇ કરી દીધી સુખદા આગ્રહથી પીરસવાનુ સાહસ કરી શકતી નહિ. પણ આજે તેણે કહ્યુ "બહુ જ નાની છે આ એક તો લ્યો. પ્રવીણ જે વિષયનુ ચિંતવન કરી રહ્યો હતો તે કંઇક મધુર હતો. તેણે પ્રસન્નતાથી કહ્યું "ઠીક આપ ત્યારે" સુખદાનુ મ્હોં પ્રફુલ્લિત થઇ ઉઠ્યું. તેણે એક મીઠી દૃષ્ટિ પતિ તરફ નાખી. તેને લાગ્યુ કે પતિ પ્રસન્ન છે. તેણે દયામણા સ્વરે કહ્યું: "શું કંઈ ખાધુ હતું ?"

પ્રવીણે જરા હસી કહ્યું "ભગવતીના ઘરે ગયો હતો તેણે મીઠાઈ ખવડાવી. પતિનું હાસ્ય જોઈ સુખદાનો ઉત્સાહ બમણો વધ્યો. તેણે ફુલાતા હૃદયથી કહ્યુ" મીઠાઇ તો અહિં પણ આવી છે. સવારના જ તેમની ચાકર આપી ગઇ છે."

પ્રવીણે કહ્યું "ઠીક છું પણ કંઈક મોકલી આપજે."

સુખદાએ ભોળા સરળસ્વભાવથી કહ્યું "વહુને જોઈ ?"

પ્રવીણને આઘાત થયો. પણ તેણે સાવચેત થઇ કહ્યું "હા, જોઈ."

સુખદા ચૂપ રહી.

પ્રવીણે કહ્યું "તારે પણ જોવી છે?"

સુખદાએ સંકોચાતાં કહ્યું મોકલશો તો જોઇ આવીશ.

પ્રવીણ વિચારવા લાગ્યો કે સુખદા તેની સામે કેવી દેખાશે? તે મોટા ઘરની છોકરી છે. ખુબ સુંદર અને મનોહર છે! અને સુખદા? હરિ!! હરિ!! આ વિચારોથી પ્રવીણનું માથું ચકરાવા લાગ્યું. તેણે પોતાના મનમાં ઈશ્વરપર ક્રોધ કરી કહ્યું: "આ મારૂં અપમાન નથી તો શું છે?"

સુખદાનું ધ્યાન એ તરફ નહોતું. તેણે પ્રસન્નતાના સ્વરમાં કહ્યું: "જઇશ તો મ્હોં જોવા માટે કંઇક સાથે લઈ જવું પડશે,"

પ્રવીણે ફરી એકવાર પોતાની સ્ત્રી તરફ જોઇ લીધું. તે એજ વિચાર કરી રહ્યો હતો. કે ભગવતીની નવપરણિતા વધુ કદાચ આ કુરૂપા, મૂર્ખ સ્ત્રીનું સન્માન પણ નહિ કરે અને હું પણ તેની દૃષ્ટિમાં હલકો પડી જાઉં. એકાએક એક આસુરી ભાવ તેના મનમાં ઉદય પામ્યો. તે બોલ્યો: "તેને નિમંત્રણ કરી એક વાર આપણા ઘેરજ બોલાવીશું"

સુખદાએ સરલતાથી કહ્યું: "જઈશ ત્યારે નિમંત્રણ પણ આપતી આવીશ." પ્રવીણ કંઇક વિચાર કરી બોલ્યો:—પણ મ્હોં જોવા માટે શું લઈ જશે?"

સુખદાએ સંકોચાઈ કહ્યું:" બે રૂપીઆ આપજો અને થોડી મીઠાઇ, ફળ લાવી આપજો. એટલેથી ચાલશે."

પ્રવીણ વિચારવા લાગ્યો: "તે રૂપ નિહાળવા માટે માત્ર બેજ રૂપીઆ! છિઃ એ તો અપમાનની વાત છે. તે પોતાના મનને રોકી ન શક્યો રસિકતા જાગૃત થઈ. તેણે પોતાની સ્ત્રીને કહ્યું: "તે મ્હોંનું મૂલ્ય શું માત્ર બે રૂપીઆ?"

સુખદાએ કહ્યું: "મૂલ્યની એમા શી વાત છે? એતો રીત રીવાજ છે." ફરી તેણે સ્વાભાવિક રસિકતાથી કહ્યું: "આપણે ક્યાં મ્હોં વેચાતું લેવું છે, જોવાના બે રૂપીઆ બહુ છે."

સુખદા પ્રવીણની પત્નિ હતી—તેની વિવાહિતા સ્ત્રી હતી. છતાં પણ તેના ઉપહાસમાં તે સામેલ ન થયો તે જરા ગંભીર થઇ બોલ્યો: "એકાદ અલંકાર આપી દેજે: ઘરમાં જે હોય તે ખરૂં પણ બહારનો વ્યવહારતો સાચવવોજ જોઇએ."

સુખદા પણ ગંભિર બની ગઈ. તેણે કહ્યું:

"ઠીક છે."

પ્રવીણે કહ્યું: એરીંગની જોડી આપી દેજે તારા માટે ફરી સગવડ થતાં ભારી બનાવી શું."

સુખદાએ કહ્યું "હું તે પહેરૂં પણ ક્યાં છું? પહેરીશ ત્યારે જોયું જશે."

"પરમદહાડાનું આમંત્રણ કરી આવજે." એટલું કહી તેણે બહાર જોઇને કહ્યું "આ, લ્યો, ભગવતીજ આવે છે."

ભગવતીએ અંદર પ્રવેશ કરી સુખદાને પ્રણામ કરી હસતાં હસતાં કહ્યું: "ભાભી તમને તે બોલાવે છે કહો ક્યારે ચાલશો?"

પ્રવીણે હસતાં કહ્યું: "લ્યો આ આવ્યા વહુના તાબેદાર. વહુનો સંદેશો લઇ પધાર્યા છે."

ભગવતીએ જોયું કે ખરેખર ખોટું થયું. ભાભી શું સમજશે? ચાકરને કરવાનું કામ મેં ઉપાડી લીધું. તેણે વાત ફેરવવા હસતાં હસતાં કહ્યું:" વાત એમ બની કે ચાકર કામમાં રોકાયલી હતી અને હું તમારે ત્યાં આવતો હતો એટલે સંદેશો પણ કહી દીધો."

પ્રવીણ ખડખડ હસી પડયો અને બોલ્યો: "ઠીક કર્યું. એ બહાને ઘરમાંથી તો બહાર નિકળ્યો."

ભગવતીએ કહ્યું: "હવે તું ગડબડ ન કર બોલ ક્યાં ફરવા જવું છે કે હું પાછો ઘેર ચાલ્યો જાઉં."

"ભગવતી, સીધો કેમ જ નહિ તો વાત બગડી જશે."

ભગવતી ચીંપો પ્રવીણની પાસે તેની બુદ્ધિ સદા ઝાંખી પડી જતી. તે જેટલી રસિકતા પ્રદર્શિત કરે છે તેટલોજ બેવકુફ બને છે. તેણે મીઠું હાસ્ય કરી કહ્યું "ભાભી, ભાઈના કપડાં તો કાતી આપો જરા બહાર ફરી આવે ઘરમાં પડે-પડે આળસુ થઈ જાય છે"

પ્રવીણે કહ્યું "હું ભલે આળસુજ રહું તું ઉદ્યોગી અને કરોડપતિ થઈ જજે.

---

## પ્રકરણ ૧૦ મું.

બન્ને મિત્રો નગરથી બહાર નીકળી ગયા. ભગવતીપ્રસાદ કંઈક કહેવા ઇચ્છતો હતો. અને પ્રવીણચંદ્ર પણ કંઈ પૂછવા ચાહતો હતો. પણ ન તે કંઈ કહી શકતો હતો તેમજ ન તે કંઈ પૂછી શકતો હતો. ભગવતીનું તો જાણે પેટ ફૂલવા લાગ્યું હતું અને વાત મ્હોંમાંથી નિકળવાની અણીપર હતી.

ભગવતી બહુ ધૈર્યથી પોતાના ઉદ્વેગને રોકી રહ્યો હતો. અને પ્રવીણ તેવાજ ધૈર્યથી પોતાની ઉત્કંઠાને છૂપાવી રહ્યો હતો. ભગવતી વારંવાર મતલબભરી નજર કરી પ્રવીણ તરફ જોવા લાગ્યો તે જોવાની મતલબ હતી. ખુબ મનની વાતો તેમના મનમાં આવી રહી હતી અને તીરછી દૃષ્ટિથી પ્રવીણ તેની તરફ જોઇ મુસ્કેરાયો. તેની મતલબ એ હતી કે તે શા માટે વિલંબ કરે છે જે હોય તે કહી દે.

પણ પહેલ કોણ કરે? ભગવતીએ જોયું કે આ તો બિલકુલ પ્રથમ મેળાપની સમાન છે. પ્રવીણ પણ સમજી ગયો કે મોટું ભગવતી વહુથી પણ વધારે શરમાળ છે

પ્રવીણે શાન્તિ ભાંગી તે બોલ્યો "ભગવતી તું તો મૂંગો દેખાય છે? વહુએ વાત કરવાની મનાઈ કરી છે શું? છાનો કાપી તેના આંચળમાં બાંધી આપ્યો છે."

ભગવતી મુસ્કેરાયો. તેણે જરા ગંભીરતાપૂર્ણ હાસ્યથી—સ્નેહભરી દૃષ્ટિથી પ્રવીણને જોતા કહ્યું કંઇ પૂછે તો કહું કે એમજ રહેવાનું માથે વહોરી લઉં?"

પ્રવીણ ખડખડ હસી પડયો. આ હાસ્યથી ભગવતી સંકોચાયો. તેણે વિચાર કરી જોયો કે જવાબ ઠીક નથી મળ્યો તે પણ હસતાં હસતાં દબાવવા અજાણે બોલ્યો "એટલો બધો શામાટે હસે છે? ન્હયો તો તું પણ મૂંગોજ છે. શું તને પણ ભાભીએ બોલવાની મનાઇ કરી દીધી છે?"

"શું મારે ત્યાં પ્રથમ વધૂ પ્રવેશ થયો છે?"

"પ્રથમ વધૂ-પ્રવેશથી શું થાય છે?"

"સ્ત્રીના ગુલામ બનવું પડે છે. ઘર ઘૂસણ થઈ બેસી રહેવું પડે છે અને "જરૂર પડતા વહેનો સદેશો પણ.."

ભગવતીએ વચ્ચમાંજ વાત કાપી કહ્યું "ત્યારે તું તો એ બધું કરી ચૂક્યો છે?"

પ્રવીણે હસીને વાત ઉડાવી દીધી. પછી તે બોલ્યો "અરે, એનો કહે વહુ પસંદ તો પડીને?"

ભગવતીએ ઉત્સાહથી કહ્યું "પસંદ કેમ ન પડે?"

પ્રવીણ "કેવી છે?"

ભગવતી ગભરાઈ ગયો તેની સમજમાં કંઇ પણ ન આવ્યું કે જવાબ શું આપવો. અંતમાં તે બોલ્યો "મને જેવી જોઇતી હતી તેવીજ છે."

કોણ જાણે શા માટે પ્રવીણ આ ઉત્તરને સહન ન કરી શક્યો. પણ તે મનની વાત છુપાવી બોલ્યો "તને કેવી જોઇતી હતી?"

ભગવતીએ વિશેષ ફડફડ ન કરતા કહ્યું "બસ એવીજ"

ક્ષણભર માટે વિષાદના વાદળાઓએ પ્રવીણને ઘેરી લીધો. પણ તેણે તેમને એક બાજુ હટાવી કહ્યું: ત્યારે શું તું પેહલાંથીજ તસ્વીર બનાવી ચુક્યો હતો. ?"

ભગવતી મુંઝાઇ બોલ્યો "નહિ."

"ત્યારે ?"

"ત્યારે શું ?"

"ત્યારે તું એમ કેવી રીતે કહી શકે છે કે તું એવી નીજ ઇચ્છા કરતો હતો?"

"મને તે ઘણી પસંદ છે અને તે પણ મને બહૂજ ચાહે છે. ભાઇ! વગર જોણુ પીછાણે પાંચ દસ દિવસમાંજ આટલો પ્યાર કોઇ કેમ કરી શકે ?"

પ્રવીણે જોયું કે મૂર્ખ મિત્ર બીલ્કુલ મુગ્ધ થઈ રહ્યો છે. વિશેષ,એ પણ જોયું કે તે ઘણો સરલ અને સાફ દીલનો મિત્ર છે. પોતાનાં હૃદયના દર્દપર લજ્જિત થઇ તેણે કહ્યું "ભગવતી, શું આ પ્યાર તને બહૂજ ગમે છે?"

ભગવતી "એની અપેક્ષામાં બીજું બધું તુચ્છ છે."

પ્રવીણને વધારે વાતચીત કરવાનું ઠીક ન લાગ્યું તેણે કહ્યું "ત્યારે હવે વધારે આગળ જવામાં માલ નથી. મોડું થતાં પ્યાર ઠંડો થઇ જશે. ચાલ ઘર તરફજ જઇએ.

ભગવતીએ કંઈ પણ આનાકાનીના કબૂલ કરી લીધું. પ્રવીણે વાતચીત બંદ કરી દીધી. ભગવતીએ ડરતાં ડરતાં પૂછ્યું: "ભાઈ, સાચું કહે શું તને પણ ભાભીથી એટલું સુખ મળે છે ?"

પ્રવીણના હૃદયમાં તીર ભોંકાયું તે બોલ્યો; "ભગવતી, એ તું શામાટે પૂછે છે ?"

"હું એટલા માટે પૂછું છું કે તું બહૂ તરકટી છે. કારણ કે કદિ મારી પાસે વાત પણ નથી કરી. એ સુખની મને કદી ઝાંખી પણ નથી કરાવી."

પ્રવીણે એક ફીકું હાસ્ય કરી કહ્યું: "ભગવતી, સ્ત્રીનું સુખ લાકડાના લાડુ જેવું છે. ખાય તે પણ પસ્તાય અને ન ખાય તે પણ પસ્તાય છે."

"લાકડાના લાડુમાં એટલો સ્વાદ જ ક્યાં છે? જણાય છે કે ભાભીથી તને સુખ નથી મળ્યું. ઠીક ત્યારે ભાભી શું તને પ્યાર નથી કરતી?"

પ્રવીણ પોતાના હૃદયને છૂપાવવામાં બિલકુલ અસમર્થ થઈ ખિન્ન સ્વરે બોલ્યો. તારી ભાભી મને જેટલું ચાહેછે તેટલો ચાહ બધી સ્ત્રીઓ પોતાના સ્વામી તરફ બતાવી શકતી નથી.

ભગવતી: "ત્યારે શું તું તેને નથી ચહાતો?

પ્રવીણની સામે આવા સ્પષ્ટ શબ્દોમાં આ પ્રશ્ન કદિ નહોતો આવ્યો. કે ન તેણે તેનાપર વિચાર એ કર્યો હતો. હમણા એકાએક જ્યારે તેને આ વિચાર થયો ત્યારે તેને જણાયું કે આ પ્રશ્નનો બીજો કંઈ જવાબ જ નથી. તેનું માથું નીચે ઝૂકી ગયું. તેણે જરા થોભી કહ્યું. "ભગવતી, આ પ્રશ્નનો હું જવાબ આપું?"

ભગવતીએ વિસ્મિત થઇ પૂછ્યું. "એ તું શું કહે છે?"

પ્રવીણ ઉદાસ બની માથું નીચે કરી વિચારતો રહ્યો. અંતમાં બોલ્યો: "એમ જણાય છે કે હું તેને પ્યાર કરું છું. પણ આજ સુધી મેં એ વિષે વિચાર જ નથી કર્યો."

ભગવતી થોડા સમય સુધી પ્રવીણના મ્હોંને તાકતો રહી પછી તેનો હાથ પકડી બોલ્યો: આ તે તારી કેવી ભ્રમણા છે? ભાભી તને આટલું ચાહે છે અને તને એટલી પણ ખબર નથી કે તું તેને ચાહે છે કે નહિ?"

પ્રવીણે જોયું કે તેની યોજના ઝાંખી પડી ગઇ.

---

આ પાનાનો વિશેષ આકર્ષક ભાગ હવેના સુંદર ચિત્રો સાથે આવતા અંકમાં આપવામાં આવશે.

# શાણા શેઠીઆઓ !!



સટ્ટા અને બેહદ વધારી દીધેલા મ્હોં માગ્યા દામોની બરકતે ગઈ કાલના રાંકડા પણ આજે મહેલોમાં મહાલે છે !!!

ત્હેમને હાથે પઇસો પાણી મીસાલ વહે છે !!

તો જરા ફુલ પાંખડીરૂપે આ તમારાં અનાથ ભાંન્ડુઓ પ્રત્યે દાન મોકલી પરભવનું ભાથું બાંધી લ્યો !!

## કેમ કે લક્ષ્મી આજ છે ! કાલે નથી !!

## દેહ આજ છે ! કાલે નથી !!

જરૂર આ નિરાધારો તરફ નજર કરો, અને વધુ વિગત માટે લખશોઃ—

મંત્રી—હિંદુ અનાથ આશ્રમ,

નડીઆદ.

# ગરવી ગુજરાત.

માસિક પત્ર.

પુસ્તક ૨ જું,] તંત્રી. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર. [ અંક ૨ જો

## ડીસેમ્બર ૧૯૨૧ નાં અંકની અનુક્રમણિકા.

કવર ડીઝાઈનઃ દેશબંધુ ચિત્તરંજનદાસ ફોટોગ્રાફર મી. એન. વી. વીરકર.
મુખ પૃષ્ઠઃ સાચો અસહકારી ચિત્રકારઃ મી. સુંદરરાવ ગોરક્ષકર.



લવાજમ—હિન્દમાં રૂા. ૬, હિન્દ બહાર રૂા. ૭-૮, છૂટક નકલ બાર આના.
ઠેકાણું—ગરવી ગુજરાત ઑફીસ કેશવજી દામજી.
ન્યુ બીલ્ડીંગ, વડગાદી, માંડવી મુંબાઈ નં. ૩.

# અમારો આવતો અંક.

## જાન્યુઆરી ૧૯૨૨.

**મુખપૃષ્ઠ: રાધાજીની ચુંદડી:** ચિત્રકાર: મી. સુંદરરાવ ગોરક્ષકર.

**રાધાજીની ચુંદડી:** ( સચિત્ર ) રા. મૂળજી દુર્લભજી વેદ એમની હમેશની રસમય અને લલિતપૂર્ણ શૈલીમાં લખાયલું મનોહર કાવ્ય:

**વિરહીણી:** રા. મણીશંકર. અ. વ્યાસ. વિયોગીની નાયિકાનું વર્ણન આપતું છંદબંદ્ધ કાવ્ય.

**સાધુ સેનાધીપતિ:** રા., અરવિન્દ. ભારતના ત્યાગી સેનાધિપતિ ને સંબોધી લખાયલું ભાવનામય કાવ્ય.

**કીસ્મતને:** રા. રંજુર કીસ્મતને ઉપાલંભ આપતી રા. રંજુરની દર્દભરી ગઝલ.

**પ્રેમોન્મત્તના પ્રલાપ:** રા. જનાર્દન, ન્હાનાભાઇ પ્રભાસ્કર એમનું રસમય કાવ્ય.

**ગુજરાતના પાટનગરે ૩૬ મી મહાસભાની યાત્રા.** ( સચિત્ર ) રા. રંગીલદાસ. મ. કાપડીયા. અમદાવાદની યાદગાર મહાસભાના રસિક વર્ણનનો બાકીનો ભાગ. મહાસભા, મુરલીમનગરમાં આઝાદીની તોપ–વ્યાસ પીઠપર મહાત્મા ગાંધીજી. સ્વયંસેવિકા બ્હેનો, મહાસભાનો મંગલ પ્રારંભ–વિગેરે પુષ્કળ ફોટો સાથે.

**સૌભાગ્યની સાડી:** શ્રીયુત પ્રેમચંદ ધનવાનોની સાહાય્ય અને સ્વાર્થત્યાગની સાધારણ જનતાનાં સુખ અને આર્થિક સ્થીતિપર કેટલી અસર થાય છે તે બતાવતી શ્રીયુત પ્રેમચંદની ટુંકી વાર્તા.

**અકકલની મરામત:** શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવ્ બી. એ. એલએલ. બી. નવેમ્બરમાં શરૂ થયલા આ લેખનો બાકીનો ભાગ. અનુવાદક: રા. ગુલામહુસેન હાજીમહંમદ.

**હંગેરીમાં અસહકાર:** રા. રતનસિંહ દીપસિંહ પરમાર હંગેરીમાં અસહકારનો ઇતિહાસ એ દીનયાલના આત્મા દેશભક્ત ડેકનાં ચરિત્ર સાથે.

**ઇતિહાસ મશહૂર સૂર પ્રજાનો ઉદય અને અસ્ત:** ઉદવજી તુલસીદાસ ઠક્કુર. આ ચાલુ લેખનો વિશેષ ભાગ.

**હૃદયની પ્યાસ:** ( સચિત્ર ) શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી. આ સામાજીક વાર્તાનો રસિક ભાગ સુંદર ચિત્રો સાથે.



ચિત્રકાર: ] સાચો અસહકારી [ શ્રી. સુંદરરાવ ગોરક્ષકર.

માતાની પ્રતિ તારો ધર્મ ચોખો છે અને તે છે આત્મસમર્પણ.
સ્વતંત્રતા દેવિને નર–બલિદાનની આવશ્યકતા છે.

# ભાવાર્થ.

૧ જેને તમે નાબુદી સમજો છો, તેજ મારી ભવિષ્યની હસ્તી છે–સલામતી છે.

૨. ઇમામ હુસેન બીન અલીને જે સંદેશો મળ્યો હતો તેજ મોતનો સંદેશો મારે માટે છે.

૩. સ્વર્ગની સુંદરીઓનું મને આજે આમંત્રણ છે. ખુદાને યાદ કરો! આ મને કત્લ થવાનો બદલો મળે છે.

૪. હું તારે માટે જાન કેમ નહી આપું? કેમ કે દુનીયામાં આજ મારે માટે શોક થાય છે!

૫. ઓ ખુદા! દુનીઆની દૌલત મેં તારે માટે ગુમાવી પણ હવે હું સમજ્યો કે એથી પણ વધુ એક દૌલત (દિ૦ર) મારે માટે બાકી છે.

૬. તૌહીદ તો એ છે કે ખુદા કયા મતને દિવસે એમ કહે કે આ મારો બંદો બન્ને દુનીયાથી ખફા છે.

૭ મ્હેંદીથી રંગાયેલા હાથતો સુર્ખ (સુંદર) દેખાય છે પણ શહીદોનાં ખુનથી રંગાયેલા મારા હાથની સુંદરતા કંઇ અજબ જ છે.

૮. હું એક મુસલમાન મુસાફીર છું અને તકબીરના અવાજ સાથે જનારો છું. આજ મારો કાફલો છે અને એજ મારી રવાનગીનો ઘંટ છે.

૯. આખેરતમાં મળનારા ઇનામ માટે તો પછવાનું જ શું છે? એ તો ઘણું સરસ છે પણ આ દુનીઆમાં યે ઇમાનનો બદલો મારે માટે છે.

૧૦. જે નબી એમ ફરમાવે છે કે સારું તે સર્વેને માટે અને ખરાબ તે મારે માટે છે એવા નબી પર હું જાન કેમ કુરબાન ન કરું?

૧૧. ઓ નબી! ખુદા પાસે તું મારી ભલામણ નહી કરે તો ત્હારા સિવાય બીજો મારે માટે ત્યાં કોણ છે?

૧૨ ઓ (નબી) મારી માગણી એવી જ છે કે ખુદાના રસ્તામાં મારું મોત થાય.

૧૩. ઓ હકીમો તમારે કશો ઉપચાર કરવાની જરૂર નથી કેમ કે ખુદાને મળવાનું દર્દજ મારી તંદુરસ્તીની દવા છે.

૧૪. જો ખુદા એકજ મારી તરફ હોય તો પછી ભલે સારી આલમ મારી વિરૂદ્ધ હોય તેની મને દરકાર નથી

૧૫. જો એક બીજાની સંગતમાં હું એટલો નિડર બનું તો તેની શરમ મારે માટે છે.

૧૬. ઓ માશુક! તારો જુલમ તો બધાપર છે પણ મારી ઉપરનો જુલમ તો જુદીજ તરેહનો છે.

૧૭. શરાબ પીનારાંઓ કાળાં વાદળાંઓ ઉપર ફીદા થાય છે પણ આજના વાદળાં (ઘન ઘોર ઘટા) તો મારે માટે જ છે.

———

નોટઃ—અમદાવાદમાં ભરાયલી ખીલાફત કોન્ફરન્સમાં ગવાયલી ગઝલ.

# નૂતન બંગાલના આદર્શનેતા—દેશબંધુ ચિત્તરંજન દાસ.

લખનારઃ—ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર.

અનેક વર્તમાનપત્રો, ચોપાનીયાં અને પુસ્તકોમાં દેશબંધુ દાસનું ચરિત્ર આલેખવામાં આવ્યું છે. અનેક સભાઓના તખ્તા પરથી એ વીર અને ધીર પુરૂષના ગુણગાન કરવામાં આવ્યા છે; છતાં એમનું ચરિત્ર એટલું જ નવીન—એટલું જ બોધક છે. ક્ષણે ક્ષણે પ્રિય લાગે—નવપલ્લવના ધારે એજ રૂપ અને રસ છે સુખ અને આનંદમાં ડુબાડી આત્મબળ આપે એજ રામનામ છે. જેને તે હમેશાં લેવાનું હોય દેશબંધુનું ચરિત્ર—એમનાં સત્કૃત્યોના સ્મરણો ફરી ફરી થાય તો પણ નવાં જ છે.

## મહાત્માનું ભવિષ્ય.

બે વર્ષ પહેલાં એક તેજસ્વી સાધુ મહાત્માએ શ્રી દાસને કહેલું કે "તું તારા ઐશ્વર્યનો ત્યાગ કરી એક વર્ષમાં સંન્યાસ ધર્મની દીક્ષા લઇશ." એ વખતે એ ભવિષ્ય કથનને માટે એમના આપ્તજનોને તેમ જ મિત્રોને જબરી શંકા થઇ હતી: પણ નાગપુરની રાષ્ટ્રીય મહાસભામાં અસહકારનો ઠરાવ થયા પછી એ કથન અક્ષરશઃ સત્ય ઠર્યું છે શ્રી દાસની સંન્યાસ દીક્ષાથી સેંકડો નિરાશ્રય બંગાળી કુટુંબો કદાચ દુઃખી થયાં હશે; એમની સંપત્તિને આધારે આ લોકની યાત્રા કરનારા કેટલાંક આપ્ત જનોના જીવન કદાચ શુષ્ક થયા હશે પરંતુ આજે એ મહાપુરૂષની સંન્યાસ દીક્ષાથી તેત્રીસ કરોડ દેશબાંધુઓ સનાથ થયા છે. એક વીરની આહુતીથી દેશમાં ચેતના—સાચી સ્વાધીનતાનાં ઓઘ ઉભરાયાં છે. શ્રી દાસથી બંગાળ, અને બંગાળથી સમસ્ત દેશ આજે ગૌરવથી પોતાનું મસ્તક ઉંચું કરવા સશક્ત થયો છે. જે અમલદારો આ દેશના વતનીઓને કેવળ નિરાધાર માનતા—અજ્ઞાન અને આળસુ માનતા તેઓ જ આજે યુદ્ધ અને સુલેહની વાતો કરવા લાગ્યા છે અસહકારની લડત ફતેહમંદ ન થાય એવી શંકાને સ્થાન જ નથી છતાં કદાચ કોઇને એવી અમંગળ શંકા થાય તથાપિ એ યજ્ઞથી અને તેમાં પવિત્ર, ઉદાર અને ઉદાત્ત આત્માઓના ભોગથી દેશ વધારે નિડર અને વિશુદ્ધ બન્યો છે એને માટે તો શંકાને સ્થાન જ નથી.

દેશબંધુ દાસે પોતાના 'સાગર સંગીત' નામના કાવ્યમાં એક સ્થળે કહ્યું છે

> યે મનિ ડાકિલે તુમિ ગભીર ગર્જને.
> અનન્ત રાગિણી ભરા ધ્વનિતે તોમાર.
> હૃદય મથન કરા વિપુલ તર્જને,
> ઓગે ગેય અન્તરેરઓપાર ઓપાર.
> ભાગિય સે એકાબર પ્રદીપ નિર્ભાલ
> આમારે તોમાર વસે ડુબાઇયા દિલ.

સમુદ્ર ગર્જનને સંબોધી લખાયલા આ કાવ્યમાં કહ્યા પ્રમાણે દાસ બાબુએ પોતાનું એકાદ ઘર—દીવાનું સ્થાન—ઐહિક જીવન એ મહાન તરંગોમાં ડુબાડી દીધું છે. પોતાની ન્હાની ઝુંપડીમાં વાગતી વીણાના તાર જગતના મહાન સંગીતમાં મેળવી દીધા છે. એમની સ્વદેશ પ્રીતિનો પ્રકાશમાન દીપક અનેક એમના દેશબંધુઓને માર્ગદર્શક થાય એમાં શંકા પણ શું છે!

## કુટુંબ.

દેશબંધુ ચિત્તરંજનદાસ–એમનો જન્મ બંગ. શક ૧૨૭૭ ( ઈ. સ. ૧૮૭૦ ) ના કાર્તિકમાસમાં થયો હતો. એમના પિતા ભુવન મોહનદાસ કલકત્તાની હાઈકોર્ટના એક પ્રસિદ્ધ એટર્ની ( સોલીસીટર ) હતા. શ્રી દાસની પેઠે એમના પિતાની આવક અથાગ હતી પણ દાસ કુટુંબ એ દાન અને શીલનું એક સ્થાન હોઈ એ આવક મોટે ભાગે એમના પિતા પરોપકારનાં કાર્યોમાં વાપરી નાંખતાં. કર્તવ્ય દાન અને નિસ્પૃહીપણું એ શ્રી. દાસના કુટુમ્બમાં પ્રથમથીજ ભૂષણો મનાયાં છે.

ભુવન મોહનદાસ રાજા રામમોહનરાય, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને શ્રી. કેશવચન્દ્રસેન એમણે સ્થાપેલ બ્રાહ્મ ધર્મમાં એક અગ્રણી હતા. શ્રી. કેશવચંદ્રસેનના નવવિધાનના ઉત્કર્ષ માટે ભુવન મોહન બાબુએ ઘણું કર્યું હતું. એમણે પ્રથમ 'બ્રમ્હો ઓપીનીયન' અને પછી 'બેંગાલ ઓપીનીયન' એ બે વર્તમાનપત્રોનું સંપાદન હાથમાં લીધું હતું. છતાં હિન્દુ ધર્મ અને સમાજ પ્રતિ એમને જરા પણ અસહિષ્ણુતા નહોતી. પોતાના આપ્તજનો જેમણે ભુવન મોહન બાબુના મતનો સ્વીકાર કર્યો નહોતો તેમનો પણ દાસ કુટુંબમાં એટલોજ સત્કાર થતો તેમજ ધર્મ કે મતના જરા પણ વિચાર વિના આશ્રય યોગ્ય મનુષ્યોને આશ્રય અને સહાયતા મળતાં.

આવાં કાર્યોમાં ભુવન મોહન બાબુને માટે આવકમાંથી મૂડી તરીકે બચાવવાનું રહેતુંજ નહિ; તેમાં એક જામીનગીરીના ખટલામાં રૂપીયા ચાળીસ હજારનો તહોમત એમના ઉપર આવવાથી શ્રી દાસના પિતાની વૃદ્ધાવસ્થામાં કુટુમ્બ કરજદારીમાં ડૂબી ગયું હતું. અને પરિણામે શ્રી ભુવન મોહનદાસને નાદારી કોર્ટનો આશ્રય લેવો પડ્યો હતો.

દાસ બાબુએ પોતાનો અભ્યાસ કલકત્તાની લંડન મીશનરી સ્કુલમાં શરૂ કર્યો. ત્યાં પ્રવેશ-પરીક્ષામાં પસાર થઈ પ્રેસીડેન્સી કોલેજમાં દાખલ થયા. આ કોલેજમાં શ્રી દાસ કલકત્તા યુનીવર્સીટીના ગ્રેજ્યુએટ થયા. આ વખતે પણ એમનામાં સાહિત્ય અને વક્તૃત્વના મનોમુગ્ધ સંસ્કારો પ્રત્યક્ષ થતા હતા.

## નિડરતાનો પરિચય.

ગ્રેજ્યુએટ થઈ સરકારી સીવીલ સર્વન્ટ થવા તે વિલાયત ગયા. જેમ શ્રી. અરવિંદ ઘોષને સીવીલ સર્વન્ટ થવામાં પોતાની શારીરિક અશક્તિ આડે આવી તેમ દાસબાબુને માટે નહોતું. પણ વિલાયતમાં રહી એ નવયુવાન વયમાં પણ એમણે પોતાની જન્મભૂમિના મુખને ઉજ્જ્વલ કરે એવું એક કાર્ય કર્યું અને તેથીજ સીવીલ સરવીસ ( સરકારી નોકરી ) એમને ન મળી શકી. ઇ. સ. ૧૮૯૨ માં મી. જેમ્સ મેકલીન નામના ઇગ્રેજ ગૃહસ્થે 'હિન્દુ મુસલમાન' એ વિષય ઉપર ભાષણ આપ્યું. આ ભાષણમાં ભાષણકારે મુસલમાનોને ગુલામ અને હિન્દુઓને ગુલામના પણ ગુલામ કહ્યા. શ્રી. દાસને આ અસહ્ય લાગ્યું. એમણે લન્ડનમાં વસતા હિન્દી વિદ્યાર્થીઓની એક સભા ભરી અને તેમાં મી. મેકલીનની સખ્ત ઝાટકણી કાઢી. એટલુંજ નહિ પણ આ કાર્યને એક ચળવળ જેટલી જાહેરાત આપી. એ વખતે ઇંગ્લન્ડમાં મી. ગ્લેડસ્ટન પ્રધાન હતા. એમણે પાર્લામેન્ટના કેટલાક સભાસદોની એક મીટીંગ બોલાવી અને તેમાં હિન્દી એકવીસ વર્ષના બાળક ચિત્તરંજનને પણ આમંત્રણ કર્યું. ઇંગ્લન્ડના પ્રધાન, જગતના એક સિદ્ધ થયલા મહાન પુરૂષ અને વિલાયતના શિષ્ટ જનો પાસે દેશબંધુ ચિત્તરંજન જે નિર્ભયતાથી બોલ્યા તે એમને પોતાના દેશના એક જન્મસિદ્ધ નેતા તરીકે સિદ્ધ કરવા સંપૂર્ણ છે. એમણે આ પ્રમાણે વિવેચન કર્યું હતું.

Gentlemen, I was sorry to find it, given expresion to in Parliamentary speeches on more than one occasion

thus—England conquered India by the sword and by the sword must she keep it! (Shame!) England, Gentlemen, did no such thing. It was not her swords and bayonets that won for her this vast and glorious empire; it was not her military valour that achieved the triumph; it was in the main a moral victory or moral triumph! (Cheers!) England might well be proud of it, but to attribute all this to the sword and then to argue that the policy of sword is the only policy that ought to be pursued in India, is to my mind absolutely base and quite unworthy of an English man

ભાવાર્થ: – ગૃહસ્થો, પાર્લામેન્ટ સંબંધી થતા ભાષણોમાં એકથી વધારે વખત મેં સંભળ્યું છે કે ઈંગ્લન્ડે હિંદુસ્તાનનો તલવારથી વિજય કર્યો છે, અને તલવારથી જ તેનું રક્ષણ કરવું જોઈએ. (શરમ! શરમ!) ગૃહસ્થો, ઈંગ્લન્ડે એવું કશું કર્યું નથી. તેની તલવાર અને બંદુકોથી–તેની લશ્કરી સત્તાથી ઈંગ્લન્ડે એ વિશાળ ને મહાન દેશનો વિજય નથી કર્યો. એ એક નૈતિક વિજય હતો. ઈંગ્લન્ડને તે માટે મગરૂર થવાનું વ્યાજબી કારણ છે. પરંતુ સર્વ ગૌરવ તલવારને આપવું અને તલવારની રાજનીતિથી જ હિન્દનું રક્ષણ થશે એમ દલીલ કરવી એ એક ખરા ઈંગ્લિશમેનને માટે મારી દૃષ્ટિથી ન છાજતી અને હલકી વાત છે.

ઈ. સ. ૧૮૯૨ માં જે શબ્દો સાચા હતા તે આજે તેથી પણ વિશેષ સાચા છે. શ્રી. દાસની બુદ્ધિ–પ્રતિભા અને નિડરતા ઈંગ્લન્ડના ઉચ્ચતમ અધિકારી પુરૂષો જોઈ શક્યા. તેઓ ચકિત થયા. પણ દાસ બાબુને સરકારી નોકરીની [illegible] મળી. બેરિસ્ટર થઈ સ્વદેશ આવવું પડ્યું. શ્રી. દાસ કલકત્તાની હાઈકોર્ટમાં વકીલાત શરૂ કરવા ધારતા હતા પણ એ વખતે એમના પિતાની તબીયત એકદમ બગડી ગઈ.

### જસ્ટીસ પીલ્ચરના ઉદ્ગાર.

કોર્ટના હિસાબે કરજ મુક્ત છતાં એ બોજો ભુવન મોહન બાબુને લાગતો અને પિતાના અવસાન વખતે પિતૃભક્ત પુત્રે પ્રતિજ્ઞા લીધી કે સર્વ કરજ હું જરૂર ફેડીશ આ પ્રતિજ્ઞાને દાસ વળગી રહ્યા. પોતાની આવક બહુ થોડી છતાં કરકસર કરી તે કરજ પતાવવાનો હિસાબ જ રાખતા અને કરજ ન પતે ત્યાં સુધી કોઈ પણ જાહેર કામમાં ભાગ લેતા નહિ. છેવટે એમને એ સુઅવસર આવ્યો. અને પિતાનું નામ નાદારી કોર્ટમાંથી કઢાવ્યું. એ વખતના કલકત્તા હાઈકોર્ટના જજ મી. પીલ્ચરે કહેલા શબ્દો અત્રે ટાંકી લેવા જેવા છે. એમણે કહ્યું "કરજ મુક્ત થવા ઘણા કોર્ટમાં નાદારી નોંધાવે છે પણ નાદારી કબુલ થયા પછી પોતાનું કરજ વાળી દઈ નાદારીથી મુક્ત થવા કોર્ટમાં આવનારનો આ દાખલો પહેલો જ છે."

દાસ બાબુ બેરીસ્ટર તરીકે હજી પૂરી પ્રસિદ્ધિમાં આવ્યા નહોતા. પરંતુ ઈ. સ. ૧૯૦૭ માં અલીપુર બોમ્બનો મુકદમો મંડાયો. સાધુચરિત અરવિન્દ બાબુને એ ખટલાને અંગે ગીરફતાર કરવામાં આવ્યા. શ્રી ચિત્તરંજને સ્વેચ્છાથી અરવિન્દ બાબુનો પક્ષ લીધો. આઠ મહીના સુધી કેસ ચાલ્યો તેમાં ચિત્તરંજન બાબુએ બીજો કેસ લીધો જ નહિ. તેમ શ્રી અરવિન્દ પાસેથી એક પાઈ પણ લીધી નહિ. સરકારની સામે મહત્વનું હતું અને તે પક્ષમાં મી. એડલી નોર્ટન જેવા બાહોશ બેરીસ્ટર હતા. શ્રી દાસે આ કેસમાં પોતાની બુદ્ધિ–કલ્પના શક્તિ–નમ્ર સત્ય કહેવાની નિડરતાનો બહુ જ સારો પરિચય કરાવ્યો. એમ કહેવાય છે કે ખટલામાં સપડાયેલા એક નવ-યુવાનની કરૂણ દશા શ્રી દાસે પોતાની "કવિત્વ-પૂર્ણ હૃદયસ્પર્શી ભાષામાં બોલવા માંડ્યા ત્યારે જજ મી. બીચક્રોફ્ટની આંખોમાં પણ અશ્રુ ભરાઈ

આવ્યાં હતાં. છેવટે દાસ બાબુના પક્ષનો વિજય થયો. શ્રી અરવિંદ નિર્દોષ ઠર્યા.

જેમ કોર્ટને તેમ જ પ્રજાને પણ આ ખટલાથી દેશબંધુની શક્તિનો પરિચય થયો–હવે તેમની આવક અનેક ઘણી વધી ગઇ. મ્હોટા મ્હોટા જમીનદારો એમને પોતાનું કામ આપવા લાગ્યા અને દાસ બાબુની આવક માસીક ચાળીસ હજાર રૂપીયાની ગણાવા લાગી.

જો ચાહતે તો દેશબંધુ સરકારના માનીતા થઈ શકતે, કોઈ રાજ્યના દિવાન કે મ્હોટા જમીનદાર થઇ શકતે, પણ તે એમને રૂચતું નહિ. શ્રી દાસે કોઈ પણ સંજોગોમાં અને કોઈ પણ વખતે સરકારની ખુશામત કરી નથી–તેમ જ આવકને પણ પોતાના જીવનનું ધ્યેય માન્યું નથી. સ્વજનો અને સ્વદેશ જનોનાં દુઃખ જોઇ એમનું કોમળ અંતઃકરણ બળી ઉઠતું. કવિત્વની એમની લાગણી જાગી ઉઠતી અને જ્યાં સમસ્ત દેશ ભીખારી હોય ત્યાં પોતાને વૈભવ શો? એ આ મહાન પુરૂષની જીંદગીનું સૂત્ર થઈ પડ્યું હતું. શ્રી દાસ હજારો વિધવાઓ–નિરાધારો અને વિદ્યાર્થીઓને મદદ કરવામાં પોતાની આવકનો મ્હોટો ભાગ વાપરી નાંખતા, અને જાહેર જીવનમાં ભાગ ન લેતા જ્યાં એમનું જીવન સાધુતા અને પરોપકારમય થઈ રહ્યું હતું.

શ્રી દાસ રાજ્યદ્વારી વાતાવરણમાં ઘસડાયા તે પહેલાં એક પ્રતિભાસંપન્ન કવિ તરીકે એમની ગણના થઈ ચૂકી હતી. "માલંચ" નામે ૫૦ કાવ્યોની એક હારમાળા, "સાગર સંગીત," 'કિશોર કિશોરી' એ શ્રી દાસના હૃદયની કોમળતા—કાવ્યરસિકતા સિદ્ધ કરનારાં મધુર કાવ્યો છે. સાહિત્ય સેવાના ઉદ્દેશથી અદ્યાપિ પર્યંત દાસબાબુ "નારાયણ" અને "બાંગલાર કથા" એ માસિકો પોતાના સંપાદકપણા હેઠળ પ્રસિદ્ધ કરે છે. 'નારાયણ'માં સંયુક્ત સંપાદક તરીકે શ્રી. અરવિન્દ ઘોષના ભાઈ બારિન્દ્રબાબુ જે, આન્દામાનમાં દેશનિકાલની સજા ભોગવી આવ્યા છે તે કામ કરે છે.

## રાજ્યદ્વારી વાતાવરણમાં

ઈ. સ. ૧૯૧૬ માં ભારતવર્ષના પ્રધાન મી. મોન્ટેગ્યુ આ દેશમાં આવ્યા હતા ત્યારે કલકત્તામાં શ્રી. દાસને પોતાની મુલાકાતે બોલાવ્યા. પ્રથમ તો દાસબાબુને આ વાતપર વિશ્વાસ ન આવ્યો પણ છેવટે ખાતરી થઈ ત્યારે દાસબાબુ મોન્ટેગ્યુ-સાહેબને મળવા ગયા. શેકહેન્ડ વિગેરે થઈ રહેતાં મોન્ટેગ્યુ સાહેબે હિન્દી પ્રજા કેળવણી વિગેરે બાબતોમાં પછાત હોવાથી સ્વરાજ્યને માટે લાયક નથી એમ વાતની શરૂઆત કરી.

દેશબંધુએ સંપૂર્ણ નિર્ભયતાથી કહ્યું: **દોઢસો વર્ષ રાજ્ય કરવા છતાં જે રાજ્યકર્તા જનતાને શિક્ષિત ન કરી શકે તે રાજ્ય કરવાને લાયક જ નથી."** એમ કહેવાય છે કે એકવાર એક પક્ષના કેસના કાગળીયા એમ લઈ લીધા. કેસ બારીક હતો અને બીજા પ[illegible] વાળાએ જો પોતાનો કેસ લે તો પંદર લાખ રૂ[illegible] યાનો ચેક દાસબાબુને આપવા કહ્યું પણ [illegible] દાસને એ લાલચ લોભી ન બનાવી શકી.

અસહકાર અને તેના પરિણામી સત્યાગ્રહ-રહડનમાં ભારત વર્ષની પ્રજાને વિજય મળશે [illegible] પરમાત્માના હાથમાં છે. પણ ભારતની સ્વતંત્રતા[illegible] ઇતિહાસમાં દેશબંધુ ચિત્તરંજનદાસનું નામ અજ[illegible] અને અમર રહેશે એને માટે જરા પણ સંદેહ નથ[illegible] ગાંધીજીનાં કાર્યક્રમ સાથે નાગપુરમાં એકમત થ[illegible] પછી જે સત્યનિષ્ઠા–આત્મબળ અને સત[illegible] ઉદ્યોગથી બંગાળમાં શ્રી ચિત્તરંજને આ ચળવળ[illegible] બળ આપ્યું છે તેની કીંમત તો અંકાઈ જ ગઈ છે[illegible] દિલ્હીમાં સવિનય ભંગનો ઠરાવ કર્યા પછી મુમ્બાઈમ[illegible] નામદાર શાહજાદાના આગમન પ્રસંગે તુફાન થવાથી ગાંધીજી મુંઝાઈ ગયા હતા. આ[illegible] કોંગ્રેસની પરિષદે અસહકારના કાર્યક્રમમાં ફેરફા[illegible] કરવાનો ઠરાવ કરી વિરોધીઓના હાથ મજબુ[illegible]

બનાવ્યા હતા. સ્વયંસેવકોને ગેર કાયદેસર ઠરાવી સરકારે પોતાનું બળ દાખવવા માંડયું હતું. આ વખતે જો દેશબન્ધુએ કલકત્તામાં એક વીર ધીર, અને ઉદાર સેનાપતિને શોભે એવી રીતે નોકરશાહીના યુદ્ધનું આમંત્રણ ન સ્વીકારી લીધું હોત તો અમદાવાદની મહાસભાને પ્રાપ્ત થયું છે તે ગૌરવ પ્રાપ્ત થાત કે નહિ એ ખરેખર શંકાસ્પદ છે. પોતાના પુત્ર, પત્નિ, બ્હેન, એમને જેલને માટે તૈયાર કરી દેશબંધુએ બંગાળમાં નવું ચેતન—નવું જોમ રેડયું છે. અને એ ચેતન જ ઇંગ્લન્ડના વયોવૃદ્ધ અનુભવી ન્યાયાધીશ લૉર્ડ રીડીંગની મુંઝવણનું કારણ બન્યું છે.

'વન્દેમાતરમ'નું રાષ્ટ્રગીત ગાઇ બંગાળ અને સમસ્ત હિન્દને દેશભક્તિથી જાગૃત કરનાર શ્રી બંકિમ ચન્દ્રના બંગદેશે—વિશ્વ બંધુત્વના મધુર મિલનના પ્રભાત સંગીત ગાનાર કવિ સમ્રાટ રવિન્દ્રના બંગદેશે—વિજ્ઞાનમાં—ઇશ્વર અને જીવંત પ્રકૃતિમાં હિન્દી ચિંતન જુવે છે એવો સંદેશ જગતને આપનાર આધુનિક ઋષિ જગદીશ ચન્દ્રના બંગદેશે—પ્રતિભા—કલા—કાવ્યમાધુર્યના મનોહર પક્ષી સરોજનીના બંગ દેશે—હિન્દમાતાના ઉદ્ધાર માટે સર્વસ્વનો પરિત્યાગ કરી પોંડીચેરીમાં નિવાસ કરનાર મહાયોગી અરવિન્દના બંગદેશે અને આત્મસુખ સર્વસ્વની હોળી કરનાર ત્યાગી વીર ચિત્તરંજનના પુનિત બંગદેશે આજે હિન્દ માતાની લાજ બચાવી છે. કલા—વિજ્ઞાન—વિશિષ્ટ બંગદેશે આજે પણ ભારતપુત્રોની સ્વરાજ્ય પ્રાપ્તિ માટે સૌથી વિશેષ ભોગ આપી ભારતની રાષ્ટ્રીય એકતા પુરવાર કરી છે

નવીન બંગાળના નેતા તરીકે શ્રી દાસે આજે ભારતસમસ્તનું મુખ ઉજ્જ્વલ કર્યું છે એ નિર્વિવાદ છે.

## " નખસી નખસી, ખરી આખરીમાં."

રચનારઃ સ્વર્ગવાસી રા. તકિલ.

કર દૃષ્ટિ ઇટાલી નગ્નપુરમાં,
રખવાળ રહ્યો બળતો શુરમાં,
બળી ખાખ થયું પણ નોકસમા,
નખસી, નખસી, ખરી આખરીમા.
હતી ક્ષત્રી મદી ખરી ટેક ઘણી.
પૃથુરાજ, શિવાજી, પ્રતાપ તણી.
શુરતા, મનુનાં જય શિખરીમાં નખસી—
કરીએ અહિ પાપ અમાપ ભમે,
મરીએ નહી ધીર તથાપી ખમે,
ન પ્રિતિ પકડી પણ શ્રીહરિમા. નખસી.
પ્રભુજી તણી ટેક ખરે ધરનાર
કરી મૃત્યુ થકી નહીં જે ડરતા
પ્રહલાદ અને વળી દ્રૌપદીમા—નખસી—
નરસિંહ, મીરાં, જ કબિર વળી.
પ્રભુ કેરી ભક્તિ કરી દુઃખ દળી.
પ્રભુની ન સદાય તણીજ સીમા.—નખસી—

# "ભારતી."

રચનારઃ રા. "કૃષ્ણ-બંસી."

ગઝલ.

સારી જહાંથી પ્યારી મનોહારી ભારતી !
સુરવાટીકા આ વિશ્વની ખુંમારી ભારતી !
બુલબુલ બળીદાને હજારો અપાય જ્યાં,
સુરભી ગુલોની જોઈ ચમત્કારી ભારતી !
સુરગંગ પતિતપાવની તુજ ખોળમાં રમે,
ચોગમ ફુંકે સુવાસ મલય તારી ભારતી !
સાગર ધુએ છે પાદ ગંભીર ગીત ગજાવી,
ગિરિ હિમ ગર્વથી જુએ શું ભારી ભારતી !
કુદરત મૃદુલા હાસ્યથી રૂમઝૂમ નાચતી,
પ્રભુ કૃષ્ણચંદ્રની અહો ! હરિયાળી ભારતી !
કીર્તિતણી ધ્વજા રૂડી જગે ઉડી રહે,
સુવર્ણ દિન આવતો એ, ન્યારી ભારતી !
પ્રવૃત્તિના શૃંગે ચ્હડે નિવૃત્તિ ત્યજી તું,
વિસ્મૃત નૌબત પૂર્વની ટંકારી ભારતી !
ડૂબેલ તારકો અણુકી ઉગતા હસે,
ગત સૂર્ય, શશી જન્મતા ખુંખારી ભારતી !
આ ઈંદ્રધનુષ્ય ઉન્નતિનું રંગબેરંગી,—
વેગે છુટી મેહુ ઝરે સુખકારી ભારતી !
સૌ ભારતીના બાળ ઉમંગે સૂરો ઝીલે,—
સુંદર વ્યોમ ભેદીને-' આ મ્હારી ભારતી, '




અનુવાદક: રા. રતનસિંહ તુલસીદાસ ઠક્કર

ચિત્રકાર: શ્રી. સુંદરરાવ ગોરક્ષકર.

કલકલ કરતી ગંગા વહી રહી છે તેના સ્વચ્છ વક્ષસ્થલપર નિશાનાથનું પૂર્ણ પ્રતિબિંબ અપૂર્વ શોભા આપી રહ્યું છે શરદની નિર્મલ ચાંદની પૂર્ણરૂપથી છવાઇ રહી છે. ચંદ્રમાદેવ મંદ મંદ હસી રહ્યા છે. પરંતુ એવા કેટલાએક હૃદય છે જે પ્રકૃતિની આ વિચિત્ર શોભાના સુખથી અનંત આનંદનો અનુભવ કરી શક્યા હોય ! જે દુઃખ અગ્નીની પેઠે હૃદયને બાળતું રહે છે શું કલકલ નાદિનિ સરિતાના મૃદુ તરંગો તેને બુઝાવી શકે છે !

જાન્હવીના તટ પર એક શિલાપર બેઠેલો પ્રહ્લાદ કોઇ વિચારમાં નિમગ્ન છે. તે વિચારોમાં એટલો બધો નિમગ્ન છે કે કેટલો સમય વિતી ગયો તેનું પણ તેને ભાન નથી. આઠ વાગ્યાના ઘંટને સાંભળી તે ચોંકી ઉઠ્યો અને સ્વગત બોલ્યો: "અરે આજે અહીંજ બેઠા બેઠા આઠ વાગી ગયા. હવે તો જવું જોઇએ" તે ઉઠતો હતો એટલી વારમાં એક બાજુથી કોઇ સાધુ આવતા જણાયા. જ્યોત્સ્નામયિ રાત્રિમાં સાધુનું મુખમંડલ ચમકી રહ્યું હતું શરીર સુડોળ હતું. તેની ઉપર ખાદીની લાંબી કંથા ઝળકી રહી હતી અને દાઢી પણ મ્હોંની શોભામાં વૃદ્ધિ કરી રહી હતી. જો તે યુવકે શિવાજી મહારાજનું ચિત્ર જોયું હોત તો તે સાધુને જોઇ શિવાજીનું ધ્યાન તેને સહજ થાત. પ્રહ્લાદ સમજી ગયો કારણ કે સાધુ મહારાજ તેની જ તરફ આવતા હતા. તેણે ભક્તિભાવથી સાધુને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સાધુએ આશિર્વાદ આપતાં કહ્યું "યુવક, તું આટલો ચિંતિત કેમ છે? તારૂં કર્તવ્ય તો સ્પષ્ટ છે. શું આટલા બધા ઇતિહાસ વાંચી, તું એટલું ન સમજ્યો કે શું કરવું? માતાની પ્રતિ તારો ધર્મ ચોકખો છે અને તે છે આત્મસમર્પણ. સ્વતંત્રતા દેવીને નર-બલિદાનની આવશ્યકતા છે, પશુબલિદાનની નહિ, અને તે પણ સ્વયં પોતાનું. કારણ કે અહિંસાનો ધર્મ તે ભારતનો પ્રાચીન ધર્મ છે ભગવાન બુદ્ધનું જીવન ચરિત્ર શું તેં નથી વાંચ્યું? તેનું અનુકરણ કર! તારો નિશ્ચય દૃઢ કરી લે અને માતૃમંદિરની ચત્વરમાં તારા સર્વસ્વને સમર્પી દે ભારત માતાનું કલ્યાણ થશે. બોલો જનની જન્મભૂમિનો જય! અચ્છા હો અકબરી સત ...શ્રી અકાલ!!!" પ્રહ્લાદ એકજ દૃષ્ટિથી સાધુ તરફ જોઇ રહ્યો હતો. સાધુના મુખપર કાંતિ હતી, આંખોમાં તેજ હતું અને વાણીમાં મૃત હૃદયમાં જીવનસંચાર કરવાનું દૈવિ અમૃત હતું ઉપદેશ આપી જે રસ્તે આવ્યા હતા ત્યાંથીજ તે પાછા ચાલ્યા ગયા.

પ્રહ્લાદમાં સાહસનું સામર્થ્ય નહોતું કે તે સાધુને રોકી કંઇ વધારે વાતચીત કરી શકે તે આશ્ચર્યમાં ડુબી ગયો હતો અને વિચારતો હતો કે સાધુમહારાજ મારા મનોગત ભાવોને શી રીતે સમજી શક્યા હશે.

આમ વિચારતો તે હોસ્ટલ તરફ ચાલ્યો. હિન્દુ-કૉલેજના પ્રિન્સીપાલ પોતાની આફીસમાં બેઠા હતા. એક નોકરે આવી તેમના હાથમાં એક કાગળ મૂક્યો. તે તેને ઉઘાડી વાંચવા લાગ્યા.

"પૂજ્યવર,

આપને વિદિત છે કે દેશના પૂજનીય નેતા મહાત્મા ગાંધી તથા રાષ્ટ્રીય મહાસભાએ સર્વ રીતે હતાશ થઈ કલકત્તામાં એવો નિશ્ચય કર્યો છે કે દેશના માન-મર્યાદા સાચવવા હવે જો કોઇ પણ ઉપાય બાકી હોય તો તે કેવળ અસહકાર છે. હું લાંબા વખતથી મારૂં કર્ત્તવ્ય નિશ્ચિત કરવાના વિચારમાં હતો. છેવટે મેં આ રાક્ષસિ વિદ્યાથી સંબંધ તોડવાનો નિશ્ચય કર્યો છે. હું પૂજનીય માલવિયાજી પાસેથી આશીર્વાદ મેળવી જાઉં છું. આ કોલેજમાંથી આપ મારૂં નામ કાઢી નાખો એ સૂચના આપવા આ પત્ર લખ્યો છે.

નગવા છાત્રાવાસ, } આપનો
કાશીધામ. } પ્રહ્લાદ શ્રીવાસ્તવ.

(૨)

શિવપુર એક નાનું ગામ છે. તેની વસ્તી વીસ હજારની છે. મનોહરલાલને સાં આવી વસ્યે કેટલીએક પેઢીઓ વીતી ગઇ છે. એના પિતા સરકારી નોકર હતા અને ઉપર ટપકાની આવક એટલી બધી હતી કે પચીસ રૂપીઆના પગારમાં એમને સર્વ રીતે આનંદ હતો. નગરમાં એમની સારી ધાક હતી. મનોહરલાલનું મન બચ્ચપણથી જ ભણવામાં લાગતું નહોતું ઘણો વખત બેસીને ખોયો. માત્ર એક મૌલવી સાહેબ પાસેથી થોડું ઘણું ઉર્દૂ શીખી લીધું હતું. પિતાની ઇચ્છા હતી કે જો મનોહર થોડું ભણે તો સહેજમાં તેને ક્યાંક સારી નોકરી અપાવી દઉં. અન્તે લાચાર થઇ તેમણે મનોહરને શરાબની ભઠીનો ઇજારો અપાવી દીધો. તે દિવસોમાં એ ધંધામાં સારી પેદાશ હતી. ભાગ્યની વાત છે, મનોહરનું કામ સારૂં ચાલ્યું. અને શરાબનો વકરો ખૂબ થવા માંડયો. તેમણે પોતાનો કારભાર વધારી દીધો એજ અરસામાં તેના પિતાનો દેહાંત થઇ ગયો. તે પછી થોડા સમયમાં ઇશ્વરી કોપથી તેની સ્ત્રી પણ કાળનો ગ્રાસ બની ગઈ. તે બિચારાપર ગૃહસ્થીનો બધો બોજો આવી પડયો. તેનો એક પુત્ર જ તેના જીવનનો આધાર હતો. તેની શિક્ષાનો તેમણે સારો પ્રબન્ધ કરી દીધો. તેનો પોતાનો અનુભવ એવો હતો કે શિક્ષણ વિના મનુષ્ય પશુતુલ્ય છે. સદ્‌ભાગ્યે તેનો પુત્ર બુદ્ધિમાન્ અને મહેનતુ નિવડયો.

"તે જ્યારે ભણીને ઘેર આવશે ત્યારે તેને ડેપ્યુટિ કલેકટર બનાવવો એ તો સાધારણ વાત છે. ઇશ્વરની કૃપાથી મોટા સાહેબ સાથે ઘરવટ જેવું છે અને સાથે સરકારની સેવા પણ મેં સર્વ રીતે કરી છે. મૂર્ખ, ક્યાંનો! અસહકારથી ભંભેરાઇ ગયો છે. મારો પત્ર વાંચી તેની બધી દલીલો ચુર થઈ જશે. મોટા સાહેબે કેવી ઉત્તમ દલીલો બતાવી? હવે તે સ્કૂલ છોડવાનું નામ પણ નહિ લે." એક દિવસે મનોહરલાલ એકાંતમાં બેઠો આ વાતો વિચારી રહ્યો હતો કે જયદેવે તેને બોલાવ્યો. તેણે અવાજ ઓળખી કહ્યું: "ભાઈ, જયદેવ ઉપર આવ." જયદેવ શર્મા ઉપર આવ્યો. આવતાંજ કંઇ પણ કહે સાંભળે બોલ્યો: "ભાઇ, સાહેબ હવે મીઠાઈ ખવડાવો, સાહેબ બહાદુરની મેહરબાનીથી તમે રાયબહાદુર થઈ ગયા. તમને તો સેવાના મેવા મળ્યા. હવે અમારૂં મ્હોં તો મીઠું કરો? ચાલો મોટા સાહેબ બોલાવે છે."

મનોહરલાલે કહ્યું: "ભાઈ શા માટે દિલ્લગી કરે છે? કહેતો મોટા સાહેબે શા માટે મને યાદ કર્યો છે? શું કામ છે?

જયદેવ: "તમને ખબર હશે કે નગરના પ્રતિષ્ઠિત નાગરિકોની એક મોટી સભા બનાવવામાં

આવી છે. મોટા સાહેબે તેના સભાપતિ તમને બનાવ્યા છે. વિલંબ ન કરો, ઉઠો ચાલો."

મનોહર: " ઠીક બેસો, હમણાં આવું છું. એમ કહી તે અંદર કપડાં પહેરવા ચાલ્યો ગયો. તેણે નવા નવા વસ્ત્ર કાઢ્યા. કીમતી મખમલની વ્હેસ્કોટ, સરજનો પાયજામો, ડાસનના બુટ, ફેલ્ટ ટોપી વગેરે સોળે સોળ આના વિલાયતિ વસ્ત્રોમાં સુસજ્જિત થઈ નિકળ્યો. જયદેવ તેની સાથે હતો. તેઓ જેવા દરવાજાપર પહોંચ્યા કે તેમણે શું જોયું ! પ્રહ્લાદ ગાડીમાંથી પોતાનો સામાન ઉતરાવી રહ્યો હતો. તેના શરીર પર ખાદીનું એક પહેરણ, ખાદીનું ધોતિયું અને માથે ખાદીની ટોપી હતી. પગમાં ચપ્પલ હતી. તેણે પિતાજીને જોતાં જ ચરણસ્પર્શ કરી પ્રણામ કર્યાં. પ્રહ્લાદનો પોશાક જોઈ મનોહરલાલના શરીરમાં અનેક વીંછીઓની વેદના થઈ— તેણે સમજી લીધું કે તે કોલેજ છોડી આવ્યો છે. ક્રોધના આવેશમાં તેને આશીર્વાદ આપવાનું પણ ભૂલી જઈ તે આગળ ચાલ્યો જાણે તેને કંઈ ધ્યાનજ ન રહ્યું હોય. શરીર ક્રોધના કારણે કાંપી રહ્યું હતું. ગાડી જોડાયલી ઉભી હતી. તેમાં બેસી ચાલ્યો ગયો. માર્ગમાં કંઈ વાતચીત ન થઈ. સભામાં સૌએ વધામણી આપી. પણ તે ઉપર ઉપરથી હસી ધન્યવાદ આપતો હતો. કોઈ એ રહસ્યને ન સમજી શક્યું. માત્ર એક જયદેવજ તે જાણતો હતો. તે દિવસ અમન સભાનું કામ પણ સાધારણ હતું. સભાસદોના નામ લખવામાં આવ્યાં. સભાપતિ રાવબહાદુર મનોહરલાલજીને બનાવવામાં આવ્યા. સભાનો ઉદ્દેશ હતો કે સરકારના અનન્ય ભક્ત બનવું અને અસહકારની ચળવળને જમીનદોસ્ત કરી દેવી. પણ મનોહરલાલજીની મન આફતમાં હતી જાણે તેના વક્ષમાં કોઈ સાપ ઘુસી ગયો હોય ! તેના પોતાનાજ ઘરમાં દુઃખદાયી અસહકારીનો વાસ થયો હતો. તે દિવસે મનોહર એવો નિશ્ચય કરીને ઘેર આવ્યો કે કાંતો પુત્રને પાછો ભણવા મોકલું અથવા તેનાથી સંબંધ છોડી દઉં.

* * *

મનોહરલાલ "હું તને કહું છું કે હજી કંઈ બગડી ગયું નથી. મારું કહ્યું માન. મોટા સાહેબ પાસેથી એક કાગળ લખાવી દઈશ કોલેજમાં દાખલ થવામાં તને હરકત નહિ આવે. મને શા માટે બદનામ કરે છે ? આપણા બાપદાદા સરકારનું લુણ ખાતા ખાતા મરી ગયા. આજે કોણ જાણે ક્યાંથી તું તીસમારખાં પેદા થયો છે !"

પ્રહ્લાદ—"સંસારમાં ભાવનાઓનું તોફાન મચી રહ્યું છે પિતાજી, પુરાણી ભાવનાઓ આ તોફાનમાં ટકી નહિ શકે વિશ્વાસ રાખો ! નવીન ભાવનાઓનો અનાદર કરવામાં ક્ષણિક સુખ હશે, એ અનાદર કરવામાં રૂકાવટ નથી, પણ તેનું પરિણામ શું આવશે ? આપ જાણો છો ! તેના પરિણામમાં થશે દેશના મહાન આદર્શોનો લોપ જન્મભૂમિના ગૌરવનો વિનાશ કેવું ભયંકર પરિણામ છે પિતાજી ! મુઠીભર લોકોના હાથમાં ભારતના કરોડો મનુષ્યોના ભાગ્યનો નિર્ણય છે. પોતાની એ દીન અને હીન દશાથી ભારતની જનતા આજે અત્યંત અસંતુષ્ટ થઇ છે જે શાસન પ્રણાલિમાં પંજાબનો હત્યાકાંડ સંભવિત થઈ શકે છે તેનું તો પળવાર પણ રહેવું દેશની માનમર્યાદા માટે વિનાશ રૂપ છે. જો આપણે અજાણમાં એક અગમ્ય કામ કરતા રહીએ તો એ તે ક્ષમાનો ન્યાય છે કે તેને ખરાબ સમજ્યા પછી પણ આપણે તેને કરેંજ જઈએ. આપ જ કહો !"

મનોહરલાલ ' તું તો આજે તારા પિતાને ઉપદેશ આપવા લાગ્યો છે. સાંભળ, મને તે ન જોઇએ. એ ઉપદેશને તારી ઝોળીમાં સંભાળી રાખ. ભીખ માંગતી વખતે કામ આવશે. હું તો ટૂંકી વાત જાણું, કાંતો અસહકારથી અસહકાર કર, નહિ

તો આપણી વચ્ચે પણ અસહકાર થશે. બસ એટલેથી જ સમજી લે."

પ્રહ્લાદઃ—" પિતાજી, ક્ષમા કરો. હું ઉપદેશ આપવાને અધિકારી નથી. દેશની દશાનું દિગ્દર્શન કરાવવાની ધૃષ્ટતા મેં અવશ્ય કરી હતી."

વાદવિવાદ ખૂબ ચાલ્યો આખરે હારીને મનોહરલાલે કહ્યુંઃ " તો તને જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા. આપણો સંબંધ અહિંથી જ તુટે છે. ભલે હું પાપી જ રહ્યો. મેં મારા કુળની મર્યાદા તો જવા નથી દીધી ? મહાત્મા બનીને દેશોદ્ધાર કર. જોઉં છું કેટલા દિવસ આ રંગ રહે છે !" એટલું કહી તેઓ ચાલ્યા ગયા.

પ્રહ્લાદે પણ નિશ્ચય કર્યો કે ઘર ભલે છૂટે પણ કર્તવ્યપથથી વંચિત નહિ થાઉં. તેજ સાંજના પોતાનો થોડો સામાન લઇ તે કોંગ્રેસ ઓફિસમાં ચાલ્યો ગયો. મનોહરલાલ એમ સમજ્યો હતો કે પોતાની અપ્રસન્નતાથી દુઃખી થઈ તે પાછો આવશે અને ભણવા ચાલ્યો જશે. પણ પુત્રની દૃઢતા જોઈ તે વધારે ચમકયો.

( ૩ )

" મને સૂચના મળી છે કે કોંગ્રેસ તરફથી તમો સરાબની ભઠી પાસે પહેરો ભરવાનો વિચાર રાખો છો તેથી કાયદાથી સ્થાપિત સરકારના કાર્યમાં અને જન સાધારણની વ્યક્તિગત સ્વતંત્રતામાં અડચણ થવાની શંકા રહે છે. તમને સૂચના આપવામાં આવે છે. તમો શ્રી. પ્રહ્લાદ શ્રીવાસ્તવ બી. એ. મંત્રિ જીલ્લા કોંગ્રેસ કમીટી શીતપૂર અથવા તમારો કોઈ સ્વયંસેવક ભઠીની સામે કે આસપાસ દશ વાર સુધી ભાષણ વીગેરે ન કરે. અને રાહદારીઓના કાર્યમાં હરકત ન કરે. કલમ ૧૪૪ ની અનુસાર હું સીટી મેજીસ્ટ્રેટ હ. ન. ન. તમને એક મહિના માટે ભાષણ વગેરે ન કરવાની સૂચના આપું છું. પુલિસના એક સબઇન્સ્પેક્ટરે ઓફીસમાં આવી પ્રહ્લાદને આ નોટિસ આપી. તે વખતે તે વોલંટિયરોના નામ લખી રહ્યો હતો. જે તેની દેખરેખ-હેઠળ સાંજને વખતે પીઠાપર પહેરો ભરવાના હતા. અચાનક નોટિસ મળતાં તે હસી પડયો; સહી આપી ફરી પોતાના કાર્યમાં રોકાયો. જાણે કંઇ નવિન થયું જ નથી. સાંજે પહેરો ભરવા માટે બધા સ્વયંસેવકો પીઠા પાસે પહોંચ્યા. આ પીઠું મનોહરલાલના ઇજારાનું હતું. કાયદા ભંગ કરવાની સત્તા હજી જાતિય સભાએ આપી નહોતી તેથી સ્વયંસેવકોએ દશવાર દૂર રહી પોતાનું કાર્ય કરવા માંડયું. સશસ્ત્ર પોલિસ તૈયાર હતી જે લોકો શરાબ પીવા અથવા લેવા જતા હતા તેને સ્વયંસેવક હાથ જોડીને કહેતા કે " ભાઇઓ દેશની લાજ તમારા હાથમા છે. કૃપા કરી શરાબ ન પીઓ. એનાથી ધન અને ધર્મ બન્ને જાય છે. મદમત્ત થઈ જતાં મનુષ્ય પશુ થઈ જાય છે. અમે તમારા પગે પડીએ છિયે. દયા કરી શરાબનો ત્યાગ કરો. કેટલાએક લોકો લજ્જિત થઈ, કેટલાકો દયા ખાઈ પાછા વળવા લાગ્યા. અસહયોગના વિરોધિઓને તે ભલા આ કેમ ગમે ! એક જણે કારણ વગર એક સ્વયંસેવક સાથે કજીઓ કર્યો. તે બૂમ મારી ઉઠયો. " મને શા માટે પકડો છો. મારી બાટલી શા માટે છીનવો છો !" પોલિસને સારો અવસર મળી ગયો. તેણે બધા સ્વયંસેવકોને બંદીવાન કરી લીધા. આ જોનાં લોકો એકઠા થવા માંડયા. ગામમાં ચારે તરફ ખબર ફેલાઈ ગઈ. પોલિસને પોતાની હુશીઆરી બતાવવાનાં આ સારો મોકો મળ્યો. **"ભાગી મજમા"** કહીને ગોળી ચલાવી દીધી. લોકો પાછા દોડવા લાગ્યા. વીર અસહકારી પ્રહ્લાદ શાંતિ સ્થાપવા માટે આગળ વધ્યો. મનોહરલાલ દુકાન પાસે ઉભો રહી આ બધું જોઇ રહ્યો હતો. પુત્રને ગોળી સામે વધતાં જોઈ તે દોડયો. એટલામાંજ એક ગોળીએ વીર પ્રહ્લાદને પોતાનો શિકાર કરી લીધો. ગોળી

ગતિપાર કરી ગઈ આ જોતાં મનોહરલાલ એક સ્તબ્ધ મૂર્તિ પેઠે જમીનપર પડી ગયો.

* * *

શું મારૂં બલિદાન આપીને પણ હજી તમને નોકરશાહિમાં વિશ્વાસ છે પિતાજી? શું હજી પણ પંજાબના શહિદ મદનનું બલિદાન, બ્હેન રતનદેવિનો આર્તનાદ આપના હૃદયને પીગલાવી નથી શકતા? શું જલિયનવાળા બાગની ગોળીઓ આપના હૃદયને હજી પણ ટુકડે ટુકડા નથી કરતી? અહિં સ્વર્ગમાં બેઠેલો બાળક મદન-ધ્યાન કરો પિતા-૧૦ વર્ષનો બાલક મદન પોતાના હિન્દી ભાઈઓને જોઈ હસી રહ્યો છે. ઉફ, કેવું પતન છે? કેવું ઘોર!! શું મોરા સાહેબની 'અમનસભા'માં આપને હજી પણ વિશ્વાસ છે? હું તો મારૂં કર્તવ્ય કરી ચુકયો છું પણ મરીને પણ આપના ભાવને બદલી શકયો હોત તો પણ આત્માને શાંતિ મળત. શું આપને મારા અને મદન જેવા નવયુવકોના જીવન હજી પણ હોમવા છે? ઠીક તો હોમો! મને વિશ્વાસ છે કે મારા વીર નવયુવક ભાઈઓ પોતાનું બલિદાન આપશે-જરૂર આપશે. હું ચાલ્યો.

"કયાં, કયાં" કહીને મનોહરલાલ ચોકીને જાગી ઉઠયો. તેનું દિલ જોરથી ધડકી રહ્યું હતું. ડાકટરે કહ્યું: જખમ ભારી છે. વારંવારની બબડ અને દિલની ધડકત વધારે નુકશાનકારક છે. તે હજી સુધી સંજ્ઞાહીન હતો. કલાકો પછી શુદ્ધિ આવી તેણે જોયું—લોકોની ગીરદી છે. પાસે ડાકટર બેઠેલા છે. તેને એકવાર ફરી તેજ ગોળી ચાલવાનું દશ્ય યાદ આવ્યું. કંપી ઉઠયો. તેણે થોડી વાર પછી ડોકટર અને પોતાના મેનેજર સિવાય સર્વને બહાર જવા ઇશારો કર્યો. લોકો બહાર ચાલ્યા ગયા.

કાશીમાંથી પ્રગટ થતા "આજ"માં આજે આ આશયનો એક તાર હતો.

[ મુંશી મનોહરલાલના મેનેજરદ્વારા પ્રાપ્ત ]

શિવપુરના રઈસ અને જમીનદાર રાય મનોહરલાલ બહાદુરે પોતાની સંપૂર્ણ સંપત્તિ "તિલક સ્વરાજ્ય ફંડ"માં દાન કરી દીધી છે. આ સંપત્તિમાંથી "શ્રદ્ધાદ ખદર ભંડાર", ઉઘડશે. તેમણે પોતાની રાયબહાદૂરી પાછી મોકલી છે. અને ભઠીનું કામ પણ બંદ કરી દીધું છે. તબીઅત સુધરતાં તેઓ પોતાનો બધો સમય અસહકાર પ્રચારનાં વ્યય કરશે. અધિક હકિકત જાણવા માટે મેનેજર સાથે પત્રવ્યવહાર કરવો.





# ગુજરાતને પાટનગરે ૩૬ મી મહાસભાની યાત્રા.



લખનારઃ શ્રીયુત—રંગીલદાર મ. કાપડીયા.

ફોટોગ્રાફ: મી. ભાટીયા ગોરાસ સ્ટુડીઓ બનારસ. અને મી. બી. એન. કોપર્ડ, દાદર, મુંબા

-❀❀❀-

પાટનગર પ્રિય ગુર્જરરાષ્ટ્રનું, હુન્નર ઉદ્યોગી, આબાદ,
વિવિધ કલા-સાહિત્ય વિભૂષિત, સાક્ષરભોમ સુખી આહ્લાદ

* * *

જરી પુરાણું, નગરપનોતું, ઉજ્જવલ યશધર-અમદાવાદ.
સાબ્રમતી તુજ ચરણ પખાળે, ભદ્રગાય ગુણાનુવાદ,
તટે તપોવન ગાંધીજીનું, "નવજીવન" નૈવેદ્ય-પ્રસાદ;

* * *

"જરીપુરાણા નગરપનોતા, ચિરંજીવ હો અમદાવાદ."

ગુર્જરરાષ્ટ્રનું પાટનગર, મોઘલ શહેનશાહતનું એક વખતનું મુખ્ય નગર, અનેક કલાકૌશલ્યથી પ્રસિદ્ધિ પામેલું અને આજે પણ કાળના ઝપાટા ખાઇ તે કલાકૌશલ્ય ગુમાવ્યા છતાં પોતાનું વ્યક્તિત્વ સ્થાપતું હિંદનું એ 'માન્ચેસ્ટર', અમદાવાદ આજે કેટલાક સમયથી સારા ભારતની—સમસ્ત વિશ્વની દૃષ્ટિ પોતાના પર ઠારી રહ્યું હતું. ઇતિહાસપુરાણા ખંડિયેરો વડે પોતાની ઐતિહાસિક મહત્તા હજુએ સિદ્ધ કરતું એ નગર, મહાત્મા ગાંધીજીના સાબ્રમતી તટે નિવાસ પછી



ભરતી ગુજરાત ] ૩૬ મી રાષ્ટ્રિય મહાસભા [ સર્વ હક્ક સ્વાધિન

નં ૧ સ્વયંસેવકો મેઢ વગાડતા — નં ૨ અમદાવાદના સ્ટેશનપરથી નિકળેલું સરઘસ

ફોટો મી બી એન કાપડી — ફોટો મી. બારીયા

ડીઝાઇન:—મી. દત્તાત્રય



ફોટો ] ૩૬ મી રાષ્ટ્રિય મહાસભા [ મી. ભાટીયા ગોરાસરટુડીયો બનારસ

મહાત્મા ગાંધીજી, શ્રી વલ્લભભાઇ પટેલ. શ્રીમતિ સરોજની નાયડુ વગેરે
સ્વયંસેવકોની કવાયત જોતા.

( સર્વ હક્ક સ્વાધિન )



ફોટો ] [ મી. ભાટીયા ગોરાસ સ્ટુડીયો.

**૩૬ મી રાષ્ટ્રીય મહાસભા**

મહાસભાની ચાલૂ બેઠકમાં મહાત્મા ગાંધીજી અને દેશના
આગેવાન શ્રી પુરૂષો બેઠા છે.

( સર્વ હક્ક સ્વાધિન )

તો હિંદના રાજકીય ઇતિહાસમાં અતિ ગૌરવ ભર્યું સ્થાન પ્રાપ્ત કરી ઓર ઓપતું થયું છે; અને તેમાં સ્વરાજપ્રાપ્તિમાટે હિંદના છેલ્લા એક વર્ષના પ્રયાસો પછી મળનારી મહાસભાની અનુપમ ઓપને પોતે આંગણે તોતરી અમદાવાદે પોતાના તરફ જગતનું લક્ષ ખેંચ્યું, ત્યારથી દેશની આબાદી, ઉન્નતિ અને મહત્તાનું મૂર્તિમાન કીર્તિસ્વરૂપ એ નગર જગત્પ્રસિદ્ધિએ ચઢ્યું હતું અને દેશના આબાલવૃદ્ધ નરનારીઓ, એની પ્રાચીનતાના, એના ગૌરવના, એનાં મંદિરોમાં ઉતરેલી કારીગરીના અને એના પુરાણા વૈભવ અને વિપુલતાના ગુણગાન કરી રહ્યા હતા. અમદાવાદ એક વેળા હિંદી વ્યાપારનું મથક હતું, જે ઢાકા અને કોકસ આજે હિંદમાંથી પરદેશીના સ્વાર્થી હુમલાઓને પરિણામ નષ્ટ થયાં છે અને જેનાં આજે ભૂતકાલીન સ્મરણો માત્ર રહ્યાં છે એ વિરલ, અનુપમ કળાકૌશલ્યનું એક કેન્દ્ર હતું, અમદાવાદ આજે પણ દેશના વ્યાપાર ઉદ્યોગમાં "હિન્દનું માન્ચેસ્ટર" કહેવાવાનું અભિમાન ધરાવે છે. માત્ર એક વેળા એ જગતના વ્યાપારીઓને પોતાને બારણે નોતરતું, આજે એ અન્ય દેશોનું માલિક થઈ, પરદેશી વ્યાપારીઓને આશ્રયે અવલંબે છે; એક વેળા એ પોતાના દેશના કામદારોને પૂર્ણ રીતે પોષતું આજે એ પોતાના ગરીબ, રંકસમા, દરિદ્રમય મજૂર કામદારોના લોહીના ભોગે પરદેશી કામદારોને પોષણ આપી રહ્યું છે અને દેશની સમૃદ્ધિ પરદેશમાં રેલવામાં પોતાનો નાનો સુનો ફાળો નથી આપતું. આ પાપના પ્રાયશ્ચિતરૂપે જ જાણે અમદાવાદે અમન ..ની ...ન ... માગી લીધાનું ઇન્દ્ર બનવાનો નિશ્ચય જ કર્યો ... જગતના ... મહાપુરુષ ... સન્મુખ ... ન્દ ... સ્થાન ... જીવન ... હિન્દની ... મહાસભાના સુત્રધાર પુજ્યપાદ મહાત્મા ગાંધીજી જ્યારે ઈ. સ. ૧૯૧૫ માં સાબરમતી કાંઠે પોતાનો સત્યાગ્રહાશ્રમ સ્થાપવા આવ્યા ત્યારે હિન્દના આધુનિક ઇતિહાસમાં અમદાવાદનું એ સ્થાન નહોતું, જે આજે છે, એ વેળા ગાંધીજી પોતે તે અદ્વિતીય સ્થાન ધરાવતા નહોતા કે એ જગતના મહાન નરોની કક્ષામાં આજે બેઠેલા છે. છતાં અમદાવાદે પોતાની સૌજન્યતાથી હિન્દના એ આદિ આત્મ વિચારોને સત્કાર્યો



શ્રીયુત રણછોડદાસ મ. કાપડીયા

પરિણામે એ ગાંધીજીના "નવજીવન"નું જન્મ-સ્થાન થવા સાથે સમસ્ત દેશના નવજીવનનું મધ્ય સ્થળ થઈ પડ્યું છે. સવાર થાય કે હિન્દ કાગને ડોળે અમદાવાદથી બહાર પડતા નવનવા પેગામોની રાહ જોઇ રહે છે; આજે ગાંધીજી યંગ-ઇન્ડિયામાં શું લખશે, આજે ગાંધીજી નવજીવન-દ્વારા હિન્દને વળી શો પ્રોત્સાહક મંત્ર પાઠવશે એ જાણવા ક્યા હિન્દીએ ઉત્સુકતાથી અમદાવાદ પ્રતિ પોતાના નેત્રોને ઠેર્યાં નથી?

આજે મહિનાઓ થયા અમદાવાદના આત્મભોગી દેશસેવકો–પોતાના નામ અને સૌજન્યને શોભાવે એવો સત્કાર પોતે નોતરેલા દેશના પ્રતિનિધિઓને દેવા તડામાર તૈયારીઓ કરી રહ્યા હતા. દેશમાં મહિનાઓથી અનેક ગપાટાઓ આવતા, લોકો કલ્પનાના ઘોડાઓ ભિન્નભિન્ન દિશાએ છોડી મૂકતા. અમદાવાદની મહાસભા, કોઇ કહેતું કે, સ્વરાજનો ઝુંડો રોપશે; અમદાવાદમાં ભારતનીસ્વતંત્રતાની ઘોષણા થશે; ઘણાએ ડરપોકો, 'વા વાતા નળીયું ખસ્યું અને તે દેખી કુતરૂં ભસ્યું' તેવા ભસવાથી ભડકતા બીકુઓ વાતો ઉડાવતા કે અમદાવાદમાં આ વેળા તોફાનો થવાના જ અને સરદાર તો ગોળીબાર કરવા આજથી સૈનિકોની ભરતી કરવા માંડે છે; અમદાવાદમાં તો કર્નલ પ્રતાપ આવી પડાવ નાંખવાનો છે એ વાત પણ લોકને ભડકાવવા બાકી ન હોતી રાખી. ઘણાને એ શંકા હતી કે આ વેળા તો સરકાર મહાસભા ભરવા જ ન દે અને મહાસભાના થોડા સમય પહેલાં હિંદની સરકારે શરૂ કરેલી દમનનીતિ અને દેશના મહાન અગ્રણીઓની ચલાવેલી પકડાપકડી એમની આ શંકાની પુષ્ટિ માટે આગળ ધરાતી. અમદાવાદના આત્મભોગી વીર કાર્યકર્તાઓની ધીરતાનું માપ આપણે આ ગપગોળાઓનો વિચાર કરતાં પૂર્ણ રીતે કાઢી શકીએ! એમણે રાતદિવસ પોતાનું કાર્ય અનેક વિઘ્નોની હસ્તી છતાં ચાલુ રાખ્યું અને આજે પૂર્ણ શાંતિથી, નિર્વિઘ્ને પસાર થયેલી મહાસભાની એ અનુપમ બેઠકથી જગતને હિંદ શું કરી રહ્યું છે, હિંદની જનતાએ મહાત્મા ગાંધીજીનો–મહાસભાનો પેગામ કેટલી સુંદર રીતે ઝીલ્યો છે એ દેખાડી આપવામાં સફળતા મેળવી છે. હિંદ સ્વરાજ્ય મેળવે ત્યારે અમદાવાદની આ મહાસભા અને તેને સફળ બનાવવા અમદાવાદના વીર નેતાઓ-શ્રીયુત વલ્લભભાઈ અને તેના ધીર સૈન્યનો ફાળો એમાં ઓછો તો નજ અંકાય.



૩૬ મી રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષ હકીમ અજમલખાન.

### અમદાવાદનો પુરાતન ઇતિહાસ.

મહાસભાની આ વેળાની બેઠકે અમદાવાદને અપ્રતિમ ગૌરવથી નહવડાવ્યું છે. આપણે અહિ

એના પ્રાચીન ઐતિહાસિક મહત્ત્વ અને ગૌરવના દિગ્દર્શન કરવાનો પ્રયત્ન કરીએ. અમદાવાદ લગભગ ૫૦૦ વર્ષ ઉપર-એટલે ઇ. સ. ૧૪૧૧ માં ગુજરાતના પાદશાહ અહમદશાહે વસાવ્યું હતું. આજે એ મુસલમાન નરેશનું નામ એ નગરના નામ સાથે ચીરંજીવ થયેલ આપણે જોઇએ છીએ. શરૂઆતમાં તો એ શહેર એટલું પ્રસિદ્ધિને નહોતું પામ્યું, પરંતુ સોળંકી નરેશ કર્ણે એને પોતાની રાજધાની બનાવી એને આધિપત્ય અર્પ્યું. પંદરમા સૈકામાં અહમદશાહે પુનઃ એ નગરનો કબજો મેળવી આ સમૃદ્ધ ભૂમિપર પુનઃ મજબુત કિલ્લાસાથે શહેર વસાવ્યું. સંગેમરમરના સુંદર ભવ્ય મકાનો, મસ્જીદો અને રાજમહેલથી નગરને શણગારવામાં એણે મણા ન હોતી રાખી એ આજે પણ એ ભવ્ય કૃતિઓના રહી ગયેલા ખંડેરો ઉપરથી કોઈ પણ મુસાફરના લક્ષમાં સહેજે આવે છે. આ સંગેમરમર ચઢાવની અને અણહિલવાડથી અહમદશાહે આણેલ કહેવાય છે. ત્યારથીજ અમદાવાદની આબાદી વધતી ગઈ અને કલાકૌશલ્યે અહિં ઘર કર્યું પરંતુ સુલતાન મહમદ બેગડાનો પછીના સાઠ વર્ષે અમદાવાદ કાળચક્રનું ભોગ બન્યું અને અમદાવાદનો ઝળહળતો સૂર્ય અસ્ત થતો દેખાયો. બહાદુરશાહે અમદાવાદ છોડી ચાંપાનેરને પાટનગર બનાવ્યું. સોળમા સૈકાની શરૂઆત સાથે અમદાવાદના ભાગ્યે પુનઃ પલટો ખાધો અને મોગલ શહેનશાહ અકબરના ગુજરાત પરના આધિપત્યે અમદાવાદને ફરી પાછું અગ્રસ્થાન અપ્યું. આમ એક પછી એક રાજસત્તાના અમલ હેઠળ રહી અને ઈ. સ. ૧૭૮૦ માં એના છેલ્લા હિંદી રાજકર્તા મરાઠાઓના હાથમાંથી એ કર્નલ ગોડાર્ડને હાથ ચઢ્યું, છતાએ એ પાછું પેશ્વાઓને સોંપાયું, તે પેશ્વાઇના અંત સુધી-ઇ. સ. ૧૮૧૮ સુધી તેમના હાથમાં રહ્યું. પેશ્વાઇના અંત સાથે અમદાવાદમાંથી હિંદી રાજ્યસત્તા હમેશની અલોપ થઇ. ઇ. સ ૧૮૧૮ માં હિંદના હાલના રાજકર્તાઓના હાથમાં અમદાવાદ આવ્યું અને આજસુધી એમનાજ અમલ હેઠળ છે. અને એ અમલને પ્રતાપે જ આજે પ્રાટ સાહેબને પોતાનો ચાબકો-સોટી-ભજવતા ગુજરાત ભાળી રહ્યું છે.



શ્રીયુત અબ્બાસ તૈયબજી અને વલ્લભભાઈ જે પટેલ

## અમદાવાદની પ્રાચીન કળા અને વ્યાપાર.

અમદાવાદમા આ સમય દરમ્યાન વ્યાપાર, ઉદ્યોગ ધીમના ચાલતા અમદાવાદની દ્રવ્યવિપુલતા જગમશહુર હતી. જરીકામ અને કસબનું ભરતકામ અમદાવાદ પોતાનુંજ કહેવડાવતું! આ અલૌકિક દસ્ત કૌશલ આજે હિંદના દુર્ભાગ્યે જેમ હિંદના અન્ય ભાગોમાંથી ..થઇ ગયું

છે. તેમ આ નગરમાંથી પણ લુપ્ત થયું છે. અમદાવાદ પોતાના મીલ ઉદ્યોગપર ભલે રાચે કે મનમાં મ્હાલે, પરંતુ આ હસ્ત કૌશલના અલોપ થવાપર એ ઇતિહાસથી સર્વ કોઈ વાકેફ છે.

## જોવા લાયક સ્થળો.

અમદાવાદની શિલ્પકળા તો વળી સુંદરતા અને



મૌલાના શૌકતઅલી ઉભેલા. જમણા હાથપર. ડૉ. ગફુરીન ડાબે.

ગરવી ગુજરાત.] [ફોટો મેસર્સ પી. ગોમ્સ કું.

તો અમદાવાદે વિલાપ કરવોજ રહ્યો! આ દેશની એ ભિન્નભિન્ન કારીગરીઓ નષ્ટ કેમ થઈ એ ઇતિહાસના પાનાં ઉકેલવા અત્રે નિરર્થક છે.

અમદાવાદમાં કોઈને પણ ટક્કર મારે એવી છે. ભારતીય શિલ્પ કળાએ અનેક પરદેશી શિલ્પશાસ્ત્રીઓને એ જોવા ખેંચ્યા છે—એ કળાનો નમૂનો

અમદાવાદના અનેક પુરાણા જાહેર બાંધકામોમાં આજે પણ આપણે જોઈ શકીએ છીએ. મહાસભાની યાત્રાએ આવેલ કોઈપણ યાત્રાળુ અમદાવાદની પુરાણી જાહોજલાલીના સાક્ષી પુરતાં આ



ગરવી ગુજરાત ] મૌલાના—મહમ્મદઅલી [ ફોટો મેસર્સ પી. મોપસ કું.

રેખ સ્થળો નિહાળ્યા વિના નહિ જ ગયો હોય। આ સ્થળોમાં સિદી બશીરની મસજિદ, સિપ્રી બા બાઈની બેગમ મસજીદ, દેવતખાનની મસજીદ, જુમામસજીદ વગેરે અનેક મસજીદો છે. શાહઆલમનો રોજો ઘણોજ મશહુર છે. એ કાંકરીયાથી પામાઈલ દક્ષિણ તરફ આવેલો છે આ મકાન સુંદર હોવા સાથે એ ઉપરનું કોતર કામ ખાસ આકર્ષક છે. આમાં એક મસજીદ, એક કબર અને એક દિવાને આમ છે. નુરજહાનના ભાઈ મસરૂફ આ રોજામાંની કબરને સોના અને રત્નો



શ્રી ૩૬ મી રાષ્ટ્રીય મહાસભાની વિષય વિચારિણી સભા.

મહાસભાના મંત્રી ડૉ. અન્સારી વ્યાસ પીઠપર બેઠેલા છે.

[ ફોટો—શ્રી આદીલ ગોપાલ રસ્તોગી, બનારસ સીટી.

ભાગ ૩ ગુજરાત ]

કે શૃંગારેલી કહેવાય છે. હિંદની એ વિપુલતા ને રત્નો અને ઝવાહીર—આજે કોણ જાણે ક્યાંએ અદ્દશ્ય થયાં છે : સ્વામી નારાયણનું મંદિર અને હાથીસીંગની વાડીમાનું જૈન દેવળ એ હિન્દુ મંદિરો પણ જોવા જેવાં છે. કાંકરીઉં તળાવ એક ઘણું જ વિશાળ તળાવ હોઈ એની ચારે બાજુએ પત્થરની પાળો બાંધી લીધેલી છે. તળાવની વચ્ચે એક રમ્ય બગીચો બનાવી તે વચ્ચે એક વિશ્રાંતિસ્થાન બાંધ્યું છે. અસલના વખતમાં એ વિશ્રાંતિસ્થાન પર એક સુંદર "હિમગૃહ" હોવાનું કહેવાય છે. અમદાવાદના આ સ્થળોના વર્ણનમાં સરખેજની નકસીદાર આરસોની કબર વિસરવી જોઈતી નથી. ગુજરાતમાં એ મ્હોટામાં મ્હોટી કબર છે.

અમદાવાદ શહેર સાધારણ રીતે વિશાળ અને સુંદર છે. પરંતુ શહેરની પોળો બહુજ સાંકડી અને પ્રમાણમાં વિશેષ ગંદી છે. અમદાવાદમાં પાણીની હાડમારીની બુમો પુષ્કળ છે. જે વોટર વર્ક્સ છે એ અમદાવાદની પ્રજાને જોઈતું પાણી પુરૂં પાડી નથી શકતું. એ કેટલા વર્ષોની ફરીયાદ હજુ સુધી અમદાવાદની—અસહકારી—પ્રજાની મ્યુનીસીપાલીટીએ કાને ક્યમ નહિં ધરી હોય એ પ્રેક્ષકને આશ્ચર્ય ઉપજાવ્યા વિના ન રહે! શું પ્રજાને પાણી પુરૂં પાડવાનો પ્રશ્ન બીજા પ્રશ્નો કરતાં ગૌણ મહત્વનો ગણવામાં આવ્યો હશે ?

### અમદાવાદનો અપ્રતિમ ઉત્સાહ.

પરંતુ એ અમદાવાદ ડીસેમ્બરના છેલ્લા સપ્તાહમાં કંઈ ઓરજ આનંદ ઉત્સાહથી છલકાતું—મ્હાલતું દીસતું હતું. આજે એણે પોતાને આંગણે મહાસભાને આમંત્રી—મહોત્સવ માંડ્યો હતો અને એ મહોત્સવમાં પ્રાંતપ્રાંતથી મોંઘેરા અતિથિઓને નોતર્યા હતાં. આ અતિથિઓને સત્કારવા આખું અમદાવાદ પગભર થયેલ હતું. 'હું જેવા તેવા નગરનો શહેરી નથી' એ ભાવનાથી પ્રેરિત પ્રત્યેક અમદાવાદી સ્ત્રી કે પુરૂષ, વૃદ્ધ કે બાળ, રંક કે રાય પોતાના નગરને શોભાવે એવો સત્કાર આપવા માંહોમાંહે જાણે હરીફાઇ કરતા દેખાતા! અમદાવાદ આવતી દરેક ટ્રેન દૂરદૂરના સ્થળોએથી આ ઉત્સવમાં ભાગ લેવા આવતા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોને મોટી સંખ્યામાં લાવતી. મહાસભાના કાર્યવાહકો એ પરોણાઓને હરેક રીતે સવડ આપવા સ્ટેશન પરજ સ્વયંસેવકો દ્વારા ગાડી વગેરેનો બંદોબસ્ત કરતા. શહેરમાં દાખલ થતાં પ્રેક્ષકને જાણે કોઇ રાજરાજવિનો રાજ્યાભિષેક હોય અને તે પ્રસંગે નગરની જે રચના થાય એવી રચના નજરે ચઢતી. જયાં જુઓ ત્યાં દેશપ્રેમ જગાવનારાં અને માતૃભૂમિની ભક્તિ પોષનારા મંત્રો કપડાંપર ભિન્ન ભિન્ન રંગોમાં ચિતરી લટકાવેલા દેખાતા. આમાં કેટલાંક સૂત્રો તો મોઢે હમેશાં રાખવા જેવા—રટણ કરવાં જેવાં હતાં— એટલુંજ નહિ પણ અમદાવાદીઓના ઉત્સાહને પૂર આવ્યાં હતાં અને એમણે પોતપોતાની દુકાનોની કિંમતી વસ્તુઓના તોરણોથી રસ્તા શણગારવામં જરાયે મણા ન હોતી રાખી. લોકનાયકોના સુંદર ચિત્રો વિનાની તો કોઇ દુકાન ભાગ્યેજ નજરે ચઢે. અમદાવાદના રસ્તાઓ પર જાણે માનવસમુદ્રજ ન ઉલટ્યો હોય એવું શહેર ગાજી રહેલ હતું.

### મહાસભા મંડપ.

શહેરની બહાર જઇએ કે એલીસ બ્રીજની બીજી બાજુએ રાષ્ટ્રીય મહાસભાનો મંડપ રચાયો હતો. સાબરમતીના આ કિનારે અંગ્રેજ હકુમત હેઠળનું અમદાવાદ શહેર અને જાણે એક રાતમાંજ વિશ્વકર્માએ ઉભું કરેલું સાબરમતીને બીજે કિનારે સુંદર ખાદીનગર! એ મહાસભાના મંડપની સફેદ દિવાળો અને તેના કાંગરાઓ પૂલ ઉપરથીજ દેખાવા માંડે છે. એ જોનારને પત્થરબંધી કાંગરાવાળા કોઇ ભવ્ય કિલ્લાનોજ ભાસ આપતા! અમદાવાદ એના ત્રણ દરવાજાઓ માટે પ્રસિદ્ધ છે

સરકારની દમનનીતિના ભોગ થઈ પડેલા-દેશની વેદિપર બલિદાન થયેલા દેશનેતાઓ અને બીજા નિવાસીઓની નામાવલિ આપવામાં આવી હતી. એ બધું જોયું, પરંતુ પ્લેટફોર્મ ઉપર ઉંચે લટકતો રાખવામાં આવેલો ઝેંડો તો જોયો રહી જ જતો. આ "વિમાન" પરદેનશીન બાનુઓ માટે ખાસ રચેલું હતું.

મંડપની બહાર ડાબી બાજુએ સબજેક્ટસ કમીટિ માટે એક ખાસ "હૉલ" બનાવવામાં આવેલો હતો અને બાજુમાં થાક ઉતારવા કે વિશ્રાંતિ લેવા વિશ્રાંતી-ગૃહો (ચાહ-કૉફીની દુકાનો) ગોઠવાયલાં હતાં.

ખાદીનગર.

મુસ્લીમ નગરથી થોડે અંતરે આશરેનુ લાખ રૂપીઆની ખાદીથી ઉભું થયેલું આ સુંદર નગર ૧૦૦૦ હિન્દુ યાત્રાળુઓના નિવાસ માટે તૈયાર કરવામાં આવેલું! આ નગરની અદ્વિતીયતા અનુપમતા એના પ્રત્યેક અંગમાં દૃષ્ટિગોચર થતી. એ નગરના સ્વચ્છ અને વિશાળ મહોલ્લાઓ નગરનું આરોગ્ય અને શહેર સુધરાઈ, નગરના આ સંસ્થાન જોયા પછી કોણ શંકા ઉઠાવે કે હિંદ એક રાષ્ટ્ર નથી કે હિંદીઓ માંહોમાંહે જ એકબીજાને જતાં લડવા મંડી પડે! ૭ હજાર માણસની રસોઈ માટે સામગ્રીની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. અમદાવાદમાં બમણી વસ્તી છતાં શહેરમાં દુધ કે શાક જરાયે મોંઘા નહોતાં થયાં એ વ્યવસ્થાની ઉત્તમતાનો જ પુરાવો નહિં તો બીજું શું! નહાવા માટે પણ વ્યવસ્થા સંતોષકારક હતી. સૌથી ઉત્તમ પ્રકારની નવી જ ઢબની વ્યવસ્થા તો જાજરૂની હતી. જાજરૂ "ગાંધીશાહી" હતાં, એટલે પ્રતિનિધિઓએ પોતે ભરી ધૂળ નાંખી જ બહાર નીકળવાનું! આ જરા નવું નવું તો લાગતું, પરંતુ એથી જે સ્વચ્છતા જળવાઈ છે, તેથી હર વખતે જાણે નવા જ જાજરૂમાં જતા હોઈએ એવો અનુભવ લઈ જનારા પ્રતિનિધિઓ "ગાંધી શાહી" જાજરૂનું મહત્વ બરાબર સમજ્યા તો હશે જ! ખાદીનગર મહાત્માજીની મનોદૃષ્ટિ-સ્વપ્નસૃષ્ટિને પૃથ્વીની તખ-પર પ્રત્યક્ષ કરી દેખાડતું હતું. એમાં ખાદીનગર વચ્ચે આવેલી "ગાંધી ઝુંપડી" આગળ ફરક-

# રશીયાની રાણી.

લેખકઃ–તારાચંદ્ર પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ.

કોઇ એને સ્ત્રી રસ્પુટીન કહે છે તો કોઇ રશીઆની જોન ઓફ આર્ક ગણે છે. કોઇ તેને સ્ત્રી નેપોલીયનની ઉપમા આપે છે તો કોઈ તેને ઇવાન ધી ટેરીબલ (ભયંકર ઇવાન) ની ઉપાધિ આપે છે. પરન્તુ એતો એવી કોઇ ઉપમા ધારતી નથી. એતો માત્ર સૌંદર્ય અને સાદાઇની મૂર્તિ છે! એનું નામ ઓલ્ગા ગોરકીફ!

એ લેનીનની છાયા છે, લેનીનનો જમણો હાથ છે, અરે એતો રશીયાની રાણી છે. રશીયાના ઝારે જે સત્તા કદી નહિ ભોગવી હોય તેવી–તેના કરતાં પણ પધારે સત્તા આ સુંદરીના હાથમાંછે!

તેના મિત્રો કહે છે કે તેની સાથે પ્રથમ પરિચયમાં આવનારને એ વિચિત્રતાની મૂર્તિ જણાય છે, પરન્તુ તેની સાથે એકાદ વખત વાત કરવાનો પ્રસંગ આવ્યો, કે તરત તેનું હૃદય સ્પષ્ટ સમજી શકાય છે!

એ સર્વ સામાન્ય ભોગવટાની હિમાયતી છે જેને કૉમ્યુનીઝમ ( *Communism* ) કહે છે. એને માટે એ પોતાના પ્રાણ પાથરે છે. એ વિષયની ચર્ચા કરતાં તેના અંતરના તાર રણઝણે છે અને એના મુખઉપર કંઈ અનેરા ઉત્સાહની જ્યોતી ઝળહળે છે.

કમ્યુનીઝમની વાત ન હોય ત્યારે ઓલ્ગા બહુ થોડું બોલે છે. હા, જ્યારે લેનીન તેની પાસે હોય ત્યારે તો તેની વાણીનો પ્રવાહ વહ્યા જ કરે. લેનીન તેને હૃદયપૂર્વક ચ્હાય છે, ઓલ્ગાને લેનીનની લગની લાગી છે. બન્ને રશીયાનો કાબુ પોતાના હાથમાં રાખે છે–એ બેમાંથી ઓલ્ગાની સત્તા વિશેષ પ્રબળ છે!

ઓલ્ગાનું જીવન દુઃખમય હતું. એનો જન્મ મધ્ય રશીયામાં થયો હતો. એના માબાપ ખેડુત હતા અને રંક અવસ્થામાં દિવસો નિર્ગમન કરતા હતા. જ્યારે પહેલો બળવો જાગ્યો ત્યારે તેને અને તેના માબાપને તેમના રંક ગૃહમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને ટાઢમાં કકળતાં તેના માબાપ મરણ શરણ થયા. બાદશાહી લશ્કરજ પોતાના માબાપના મૃત્યુના કારણભૂત હતું એ માન્યતા ઓલ્ગાના મગજમાંથી કદિ પણ ભૂસાઇ નહિં, રાજવંશ જેવો શબ્દ સાંભળતાં જ તેને વેરની ધુન આવે છે અને તેનું જીવન એ વેરના સંકલ્પમાંજ વ્યતિત થાય છે. પ્રજાતંત્રના પોતાના વિચાર વિરૂદ્ધ કોઇ વાત તેનાથી સહી શકાતી નથી.

યુદ્ધ દરમિયાન તે રશીયન સ્ત્રીઓની પલટણની સભાસદ હતી. તેને કર્નલની પદવી મળતાં પોતાના તાબાની સ્ત્રીઓ ઉપર પોતાની સત્તા તેણે જમાવવા માંડી.

તેણે જ્યાં ત્યાં સોશીયાલીઝમ સામાન્ય સ્વામિત્વનો ઉપદેશ આપવા માંડ્યો. લેનીને ઝપાટા બંધ પોતાની સત્તા જમાવી ત્યારે ઓલ્ગા પોતાની પલટણ સાથે પેટ્રોગ્રેડ ગઇ, લેનીનને મળી, અને પોતાની તમામ સ્ત્રી સૈનિકાઓ સાથે પોતાની સેવા તેને અર્પણ કરવા કહ્યું ત્યારથી લેનીન અને ઓલ્ગા એકતાન બની કાર્ય કરે છે.

લેનીન તેની સાથે લગ્ન કરવા અત્યંત ઉત્સુક છે. પણ ઓલ્ગાએ અનેકવાર તેને ના કહી છે. "પ્રજાસત્તાક રાજ્ય માટે કાર્ય કરવા મારે સ્વતંત્ર–છુટાજં રહેવું જોઇએ; અને સાંસારિક ઉપાધિમાં ભટવાઇ જઇ કર્તવ્યવિમુખ ન થવાય એ માટે સાવધાન રહેવું જોઇએ" એમ તે વારંવાર કહે છે દુનિયાની દૃષ્ટિએ લેનીન અને ઓલ્ગા એકમેકના મિત્રો છે. અંતરથી અને

હાય છે. લેનીનની ઇચ્છા વિરૂદ્ધ પણ પોતાનો માર્ગ કરી લેનાર જો કોઇ પણ હોય તો તે માત્ર ઓલ્ગા છે. લેનીને ઘણીવાર સ્વીકાર્યું છે કે ઓલ્ગાની ભવિષ્યવાણી ખરી પડી છે!

ટ્રોટસ્કી અને લેનીનની વચ્ચે ચકમક ઝરી ત્યારે તે લેનીનને પ્રમુખસ્થાનેથી ઉથલાવી પાડવા લશ્કરી જાળ વાપરવાના વિચારમાં હતો, પરંતુ ઓલ્ગાએ એ કાવતરું શોધી કાઢ્યું. તે મોસ્કોમાં ટ્રોટસ્કીની ઓફીસમાં ગઈ અને તેની ટેબલ પાસે તેની સામે ઉભી રહી.

"ઓલ્ગા! તું શા માટે આવી? મેં તો ધાર્યું કે કોઇ ભૂત આવ્યું. અરે પણ તું અહીં આવી કેવી રીતે?" તેણે પ્રશ્ન કર્યો.

લશ્કરના અને કઠોર મનુષ્યોના હૃદયના તોફાન શમાવનારી આંખો તેના ઉપર તાકીને ઓલ્ગા ઉભી રહી. ધીમેથી પોતાના ગજવામાંથી તેણે એક રીવોલ્વર કાઢી અને તેની સામે ટેબલ ઉપર મૂકી.

ઓલ્ગાએ કહ્યું, "જાઓ, તમારી ઓફિસમાં આવી તેટલીજ રહેવાથી તમારી યુક્તિઓ પણ હું પામી જાઉં છું. આ તમને મારી ભેટ છે—કાં તો એ અથવા તો સારી વર્તણુક!"

એકપણ વધારે શબ્દ ઉચ્ચાર્યા સિવાય—ઉત્તરની રાહ જોયા વિના તેણે પીઠ ફેરવી અને ત્વરાથી ચાલી ગઈ. જતાં પહેલાં પોતે ટ્રોટસ્કીને આપેલા રીવોલ્વરનો ધડાકો સાંભળવાની આશાએ પાંચેક મીનીટ બારણા બહાર ઉભી રહી, પણ કંઈ ન સંભળાયું.

ઓલ્ગા લેનીન પાસે ગઈ અને તેને જણાવ્યું કે ટ્રોટસ્કી ફરીથી માથું ઉંચું નહિ કરી શકે. ઓલ્ગાની વાણી સાચી જ નિવડી. તેણે આપેલી રીવોલ્વરથી આત્મઘાત કરવાની ટ્રોટસ્કીમાં તાકાત નહોતી! ઓલ્ગાના બળને લીધે તેના કાવતરાંનો અંત આવ્યો.

ઓલ્ગા ગૌરવર્ણ સૌંદર્યની મૂર્તિ છે, પરન્તુ એ સૌંદર્યના પ્રભાવથી પોતાના શત્રુઓને શરણે લાવવાનો વિચાર તે કદી કરતી નથી. પોતાના અંગત લેનીનના વિરોધીઓ સાથે તેનું વર્તન બરફ જેવું ઠંડું હોય છે. જ્યારે જ્યારે લશ્કરમાં નિરાશા કે નિર્બળતાનો સંચાર થાય છે ત્યારે ઓલ્ગા ત્યાં જાય છે અને તેની હાજરી તેઓનાં હૃદયમાં ઉત્સાહ રેડે છે.

લેનીનને આ રૂપ સુંદરીનું પ્રથમ દર્શન થયું ત્યારથીજ તે તેનો પ્રસંશક બન્યો છે. નાના બાળક ઉપર સત્તા ચલાવતી હોય તેમ તે લેનીનની ઉપર સત્તા ભોગવે છે!

લેનીનના સંસર્ગમાં આવનારાઓ તેના વર્તનથી આશ્ચર્યચકિત થાય છે. ગમે તેટલો તે ઉશ્કેરાઈ ગયો હોય તો પણ ઓલ્ગા આવી કે તે ભાવિક પુજારીની માફક તેના તરફ વળે છે.

તેની સહાય અને સદ્‌વિચાર રૂપે પોતે ગુમાવી બેસે એ વિચારથી તે જરૂર સાવધ રહે છે. તેની સાથના પરિચયના પ્રથમ ચાર માસમાં રશીઆના ચાર યુવાન અમલદારોને તેણે 'બેવફા' ના બ્હાના થી શીક્ષા કરી. તેમનો ખરો દોષ એટલોજ કે તેમણે ઓલ્ગા ઉપર મીઠી (!) નજર નાંખી હતી.

ઓલ્ગાની આ મહાન-અખંડ સત્તા ક્યાં સુધી ચાલશે? રશીયાના કારભારના વ્યવહારીઓ કહે છે કે જ્યાં સુધી લેનીન સત્તાધારી છે ત્યાં સુધીજ. પછી તો ઓલ્ગા લેનીનનો પણ ત્યાગ કરે, કારણ ઓલ્ગાને લેનીન સિવાય બીજી પણ પ્રિય વસ્તુ છે અને તે સત્તા! રશીયાની સેવા કરવી એ એનો આદેશ છે. આખી પ્રજા ઉપર સત્તા ચલાવનાર જો કોઇ પણ સ્ત્રી આખી દુનિયામાં અત્યારે હોય તો તે માત્ર ઓલ્ગાજ છે! લોકો વિચાર કરે છે કે ત્રીસ વર્ષની વયની આ પ્રજા પ્રેમિકા બીને શું કદી બોલાવાની લેનીનની સહચારિણી કે રશીયાની રાણી!*

* મિસ ફેમીના ઉપરથી.




ચિત્રકાર શ્રી. સુંદરરાવ ગોરક્ષકર.

( ગતાંકના પૃષ્ઠ ૩૭૦, પ્રકરણ ૧૦ માનું સાધન સ્હામેના પૃષ્ઠ પરથી. )

## આગલા પ્રકરણોનો ટુંક સાર.

પ્રવીણ એક સંસ્કારી કેળવાયલો પણ નિર્ધન અને પોતાની નિર્ધનતા ટાળવામાં આળસુ યુવક છે. તે પોતાની પત્નિ સુખદા જે એક ગાય જેવી ગરીબ હિન્દુ બાળા છે તેને ચાહી શકતો નથી. સાહિત્ય અને કળાની મધુર સ્વપ્નસૃષ્ટિમાં રમનારો આ યુવાન વ્યવહારને નથી સ્હમજી શકતો. પોતાની સ્ત્રી ગરીબ માબાપની અને સ્વભાવે ગરીબ હોવાથીજ તેની ગરીબ ગૃહસ્થી ઠીક નભે છે. પોતાની રોગી માતાની ઠીક સારવાર થાય છે એ તેનાથી નથી સ્હમજાતું. તે એક સાહિત્યસૃષ્ટિની પ્રેયસીની શોધમાં રાગી બની ઘરથી વિરાગી બને છે.

તેના બાલમિત્ર ભગવતીનું લગ્ન થયું છે. અને તેની નવોઢા પત્નિ પ્રથમ વાર પતિ ગૃહે આવી છે. પ્રવીણ તેનું રૂપ, બાલયૌવન અને આરોગ્ય જોઈ મુગ્ધ થાય છે તે સમજે છે કે એ પાપ છે પણ પોતાના વિકારોપર તે સંયમ મેળવી શકતો નથી. ભગવતીની નિર્દોષતા અને તેની માતાની સરલતા આ પાતકના અગ્નિમાં ઘીની ગરજ સારે છે.

---

## અગત્યની સૂચના.

એમ. સી. પરેખ નામે જાહેર ખબરના એજન્ટનું કામ કરનાર કોઈ આસામી 'ગરવી ગુજરાત'ના લવાજમ વસુલ કરે છે એમ અમને જણાયું છે. તેથી સર્વને ખબર આપવાની કે અમારો કોઈ પણ એજન્ટ નથી. ગ્રાહક થનારાઓએ પત્ર લખી અગર આફીસમાં માણસ મોકલી ગ્રાહક થવું.

"મેનેજર"
ગરવી ગુજરાત.

મૃદુ ભગવતી તેને નિરુત્તર કરી રહ્યો છે. તે ગંભીરતાથી બોલ્યોઃ "ભગવતી તારાપર પ્રશંગો નથી આવ્યા, નહિ તો તને જણાતે કે માત્ર પ્યારથી જ પ્યાર નથી મળતો. પ્યારને પ્રાપ્ત કરવાની બીજી પણ એક વસ્તુ છે."

ભગવતી એ અવિશ્વાસની અધીરતાથી કહ્યુંઃ "તે શું છે!"

પ્રવીણથી બોલી જવાયુંઃ "રૂપ." પરંતુ આ બે અક્ષરોનો નાનો સરખો શબ્દ જ્હોંમાંથી નિકળતાં પહેલાં તેને જે વિશ્વાસ હતો તે એ શબ્દ નિકળવાની સાથે જતો રહ્યો.

ભગવતીએ તીવ્રતાથી કહ્યુંઃ "રૂપ, શું રૂપ!"

પ્રવીણ દૃઢતાપૂર્વક એમ ન કહી શક્યો કે "હા રૂપ." તેના મનમાં વિશ્વાસ આવી ગયો કે એ સિદ્ધાંત ખોટો છે. પણ હમણાં આ જ ક્ષણે આ વાત તેને જણાય છે. તે એક ગભરાયલા મનુષ્યની પેઠે ભગવતીની તરફ જોવા લાગ્યો. ભગવતીએ કહ્યુંઃ "ત્યારે તો મારી સ્ત્રી સાથે મારે પ્યાર કરવો ન જોઇયે અને તું પણ મને પ્યાર નહિ કરતો હોય. કારણ કે રૂપની તો મારામાં પણ તંગી છે."

પ્રવીણ ક્ષણવાર મૌન રહ્યો. પછી બોલ્યો "ભગવતી, આપણે એક બીજાના સુખમાં સામેલ રહેતા હોઇયે બચપણની દોસ્તી એવી જ હોય છે. આપણે પરસ્પરના દુઃખ એક બીજાને કહેવાના અભ્યાસી નથી. ખરી વાત તો એ છે કે આપણે પરસ્પર પ્યાર કરતાં સુખી નથી. તું સુખી અને પ્રસન્ન સરલ છે. મારૂં દુઃખ સંભળાવી તને દુઃખી કરવાની મારી ઇચ્છા નથી. હમણાં તને નવું સુખ પણ ભરપૂર મળ્યું છે એ અતિ આનંદની વાત છે." એટલું કહી તેણે મંદ હાસ્ય કરી ભગવતીનો પ્યારથી હાથ પકડી લીધો. ભગવતીએ ઉલ્લાસ પૂર્ણ પ્રવીણના ગળામાં હાથ નાખી કહ્યું "ભાઇ, તું મારી સાથે હૃદયમાં ભેદ રાખશે એવી આશા નહોતી. તને જરૂર મનની વાત કહેવી પડશે." પ્રવીણની આંખોમાં આંસુ આવી ગયાં. તે બોલ્યો "તું જ તે વાતને પૂછવા અધિકારી છે ભગવતી. ઇશ્વર તને સુખી રાખે, ધીરે ધીરે હું તને બધું કહીશ." તે પછી બન્ને મિત્ર જૂદા પડ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

ભગવતીએ અન્દર આવી જોયું કે સુખદા અને વહુ છાની છાની વાતો કરી રહી છે. તેણે હસતાં હસતાં કહ્યુંઃ "ભાભીજી નમસ્તે."

સુખદાએ સંકોચથી માથાનું વસ્ત્ર સંભાળી અને જરા હસીને કહ્યું "તમે તો વહુને એક દિવસ પણ બહાર નથી મોકલતા. શું તે તમારી જ છે!"

ભગવતીએ હસીને કહ્યું "શું મોકલું! તે રસ્તો ભૂલી જાય છે. રસ્તામાંથી કોઇ પકડી લઇ જાય તેના માટે ડરૂં છું અને એનો આ હાથીની સૂંઢ જેવો ઘૂંઘટ રાત દિવસ તાણ્યો જ રહે છે."

વહુએ લજ્જાનું હાસ્ય કરતા તીરછી દૃષ્ટિથી સ્વામીને જોતાં કહ્યું "ચાલો હો અહિંથી. શા માટે આવ્યા છો! પોતાનું કામ કરો."

ભગવતીએ સુખદાને ફરીયાદના રૂપમાં કહ્યું "જુવો ભાભી તમારી વહુને હું જરા પણ નથી ગમતો." સુખદા હસીને વહુ તરફ જોવા લાગી. વહુએ કૃત્રિમ ક્રોધથી કહ્યુંઃ "ચાલતા થાઓ અહિંથી. આજે તમારી જોડી કયાં છે!"

ભગવતીએ હસીને કહ્યુંઃ "સારી વાત છે." એટલું કહી ચાલ્યો ગયો. તેણે પીઠ ફેરવી કે વહુએ કહ્યું "ઘરમાં સુવા અને ખાવા સિવાય બીજું કંઇ સમજતા જ નથી. જ્યારે જોઇએ ત્યારે આ જોડી ફરી જ કરે છે."

સુખદાએ પણ કહ્યું "એમની પણ એવી દશા છે. પણ જે વાતને કહેતાં વહુ ઉત્સાહ સાથી ફૂલાઇ ગઇ હતી તેજ વાત કહેતાં સુખદા દુઃખમાં ડૂબી ગઇ.




ચિત્રકાર મી. સુંદરરાવ ગોરક્ષકર.

( ગતાંકના પૃષ્ઠ ૭૭૦, પ્રકરણ ૧૦ માનું સાધન સ્હામેના પૃષ્ઠ પરથી. )

આગલા પ્રકરણોનો ટુંક સાર.

પ્રવીણ એક સરકારી કેળવાયેલો પણ નિર્ધન અને પોતાની નિર્ધનતા ટાળવામાં આળસુ યુવક છે. તે પોતાની પત્નિ સુખદા જે એક ગાય જેવી ગરીબ હિન્દુ બાળા છે તેને ચાહી શકતો નથી. સાહિત્ય અને કળાની મધુર સ્વપ્નસૃષ્ટિમાં રમનારો આ યુવાન વ્યવહારને નથી સ્હમજી શકતો. પોતાની સ્ત્રી ગરીબ માબાપની અને સ્વભાવે ગરીબ હોવાથીજ તેની ગરીબ ગૃહસ્થી ઠીક નભે છે. પોતાની રોગી માતાની ઠીક સારવાર થાય છે એ તેનાથી નથી સ્હમજાતું. તે એક સાહિત્યસૃષ્ટિની પ્રેયસીની શોધમાં રાગી બની ઘરથી વિરાગી બને છે.

તેના બાલમિત્ર ભગવતીનું લગ્ન થયું છે. અને તેની નવોઢા પત્નિ પ્રથમ વાર પતિ ગૃહે આવી છે. પ્રવીણ તેનું રૂપ, બાલયૌવન અને આરોગ્ય જોઈ મુગ્ધ થાય છે તે સમજે છે કે એ પાપ છે પણ પોતાના વિકારોપર તે સંયમ મેળવી શકતો નથી. ભગવતીની નિર્દોષતા અને તેની માતાની સરલતા આ પાતકના અગ્નિમાં ઘીની ગરજ સારે છે.

---

## અગત્યની સૂચના.

એમ. સી. પટેલ નામે જાહેર ખબરના એજન્ટનું કામ કરનાર કોઇ આસામી 'ગરવી ગુજરાત'ના લવાજમ વસુલ કરે છે એમ અમને જણાયું છે. તેથી સર્વને ખબર આપવાની કે અમારો કોઇ પણ એજન્ટ નથી. ગ્રાહક થનારાઓએ પત્ર લખી અગર આફીસમાં નાણાં મોકલી ગ્રાહક થવું.

"મેનેજર"

ગરવી ગુજરાત.

રસસિંદુર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન પાચન તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં, રસદાર, અમૃત સરખાં આમળાં માંથી બનાવેલું.

# કેસરી જીવન

**મહારસાયન**

મહારસાયન નવજીવન આપે છે.
કેસરીજીવન મહારસાયન છે.
કેસરીજીવન નવજીવન આપે છે.

**નવજીવન આપનાર**

**સર્વ ઋતુમાં**

માંદાં સાજાં
નબળાં સબળાં
નાનાં મોટાં
સ્ત્રી પુરુષ
સૌએ.

**વાપરવા લાયક**

**કેસરી જીવન** વિષેનું ખાસ
માહિતી પત્ર તાકીદે મંગાવો.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, લી.

—કારખાનું— ઓફીસ— રોડ, મુંબાઈ નં. ૧૩.

—મુખ્ય દુકાન— જુની ભાટિયા મહાજનવાડી, કાલબાદેવી.

શેર એકના રૂપીઆ પાંચ, રતલ અર્ધાના રૂપીઆ પોણાત્રણ,
રતલપાનો રૂપીઓ ૧.૮.

વૈદિક દવાઓનું **સૂચીપત્ર** તાકીદે મંગાવો.

Printed by D. R. Mitra at Manoranjan Press 2 Sandhurst Rd., Bombay 4
and Published by Uddavji Tulsidas Thakore at No. 2,
Daria Street Mandvi Bombay No. 3.

# શાણા શેઠીઆઓ !!



સટ્ટા અને બેહદ વધારી દીધેલા મ્હોં માગ્યા દામોની બરકતે ગઈ કાલના રાંકડા પણ આજે મહેલોમાં મહાલે છે !!!

ત્હેમને હાથે પઇસો પાણી મીસાલ વહે છે !!

તો જરા ફુલ પાંખડીરૂપે આ તમારાં અનાથ બાંન્ધુઓ પ્રત્યે દાન મોકલી પરભવનું ભાથું બાંધી લ્યો !!

## કેમ કે લક્ષ્મી આજ છે ! કાલે નથી !!

## દેહ આજ છે ! કાલે નથી !!

જરૂર આ નિરાધારો તરફ નજર કરો, અને વધુ વિગત માટે લખશોઃ—

મંત્રી—હિંદુ અનાથ આશ્રમ,

નડીઆદ.

# ગરવી ગુજરાત.

માસિક પત્ર.

પુસ્તક ૨ જું; ]   તંત્રી· ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.   [ અંક ૩ જો

## જાન્યુઆરી ૧૯૨૨ ના અંકની અનુક્રમણિકા.



લવાજમ—હિન્દમાં રૂ. ૬, હિન્દ બહાર રૂ. ૭-૮, છુટક નકલ બાર આના.
ઠેકાણું.—ગરવી ગુજરાત ઑફીસ ઠેરાવજી દામજી.
–પુ બીલ્ડીંગ, ગામદી, માંડવી મુંબાઈ નં. ૩.

# અમારો આવતો અંક.

## ફેબ્રુઆરી ૧૯૨૨.

**કવરડીઝાઇન:** ઇજીપ્તની રમણી.

**મુખપૃષ્ઠ:** વણકરની કન્યા મોંઘી એકું ભરવા આવતી. ચિત્રકારઃ રા. રવિશંકર પંડિત.

**વિમાનઃ** રા. દેશળજી પરમાર એમનું મનોહર ભાવનાઓથી ઉભરાતું કાવ્ય.

**પ્રેમનું અદ્વૈતઃ** કવિવર ટાગોરની એક હૃદયસ્પર્શી ભાવના યોજનારઃ રા. મયુરક

**સાકીને** રા. ટી. બી. કંથારીયાની પ્રાસાદીક ગઝલ.

**વિરહીણીઃ** રા. મ.ણીશંકર અ. વ્યાસ વિયોગીની નાયિકાની મનોદશાનું વર્ણન કરતું છુંદબદ્ધ કાવ્ય.

**પ્રેમોન્મત્તના પ્રતાપઃ** રા. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર એમનું રસમય કાવ્ય.

**હું ધનવાન કેમ થયો.?** ( સચિત્ર ) રા. રા. છગનલાલ હરિલાલ પંડયાની વાર્તાનો વિશેષ રસમય ભાગ તેવા જ ચિત્રો સાથે. આ ભાગમાં ખુદાઇ હાથ માણસનેકેમ મદદ કરે છે તેનું અદભુત વર્ણનછે.

**વણકરની કન્યાઃ** ( સચિત્ર ) રા. ધૂમકેતુ 'સાહિત્ય' વિગેરે સુપ્રસિદ્ધ માસિક પત્રોના આ લેખકની એક સુંદર વાર્તા રા. પંડિતનાં ત્રણ ચિત્રો સાથે.

**પરતંત્રતામાં પડેલું મહાન મીસરઃ** ( સચિત્ર ) રા. રંગીલદાસ. બ. કાપડીયા. સ્વતંત્રતાને માટે મેદાન પડેલા આ દુર્ભાગી દેશની લડતનો કરુણ ઇતિહાસ.

**ઇટાલીનો મહાકવિ ડાન્ટેઃ** મહાકવિ ડાન્ટેનું જીવન અને કાવ્ય પોતાની સ્વર્ગમાં ગયેલી પ્રિયાને કાવ્ય સૃષ્ટિમાં મળનાર આ મહાકવિની કવિતાનો સ્વાદ ચાખવા જેવો છે. લખનાર. ઉદ્ધવજી તુલસીદાસ.

**અક્કલની મરામતઃ** શ્રીયુત છ. પી. શ્રીવાસ્તવના આહાસ્ય લેખનો બાકીનો ભાગ. સંપૂર્ણ.

**છબીલી વાઘણઃ** રા. મસ્ત ફકીર ગુજરાતી ભાષામાં હાસ્યનાં આ જાણીતા લેખકની બહાર આ લેખમાં ભરપૂર દેખાશે અને તે જરૂર તમને પેટપકડી હસાવશે. સુંદર ચિત્રો સાથે.

**હૃદયની પ્યાસઃ** ચાલુ વાર્તા ( સચિત્ર ) શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી બી. સુંદરરાવ ગોરક્ષકરના સુંદર ચિત્રો સાથે.

# અમારો આવતો અંક.

## ફેબ્રુઆરી ૧૯૨૨.

**કવરડીઝાઇન:** **ઇજીપ્તની રમણી.**

**મુખપૃષ્ઠ:** વણકરની કન્યા મોંઘી બેડું ભરવા આવતી. ચિત્રકાર: રા. રવિશંકર પંડિત.

**વિમાનઃ** રા. દેશળજી પરમાર એમનું મનોહર ભાવનાઓથી ઉભરાતું કાવ્ય.

**પ્રેમનું અદ્વૈતઃ** કવિવર ટાગોરની એક હૃદયસ્પર્શી ભાવના યોજનારઃ રા. મયુરક

**સાકીને** રા. ટી. બી. કંથારીયાની પ્રાસાદીક ગઝલ.

**વિરહીણીઃ** રા. મણીશંકર અ. વ્યાસ વિયોગીની નાયિકાની મનોદશાનું વર્ણન કરતું છુંદબદ્ધ કાવ્ય.

**પ્રેમોન્મત્તના પ્રતાપઃ** રા. જનાર્દન ન્હાનાભાઈ પ્રભારકર એમનું રસમય કાવ્ય.

**હું ધનવાન કેમ થયો?** ( સચિત્ર ) રા. રા. છગનલાલ હરિલાલ પંડયાની વાર્તાનો વિશેષ રસમય ભાગ તેવા જ ચિત્રો સાથે. આ ભાગમાં ખુદાઈ હાથ માણસનેકેમ મદદ કરે છે તેનું અદ્ભુત વર્ણનછે.

**વણકરની કન્યાઃ** ( સચિત્ર ) રા. ધૂમકેતુ 'સાહિલ' વિગેરે સુપ્રસિદ્ધ માસિક પત્રોના આ લેખકની એક સુંદર વાર્તા રા. પંડિતનાં ત્રણ ચિત્રો સાથે.

**પરતંત્રતામાં પડેલું મહાન મીસરઃ** ( સચિત્ર ) રા. રંગીલદાસ. ળ. કાપડીયા. સ્વતંત્રતાને માટે મેદાન પડેલા આ દુર્ભાગી દેશની લડતનો કરૂણ ઇતિહાસ.

**ઇટાલીનો મહાકવિ ડાન્ટેઃ** મહાકવિ ડાન્ટેનું જીવન અને કાવ્ય પોતાની સ્વર્ગમાં ગયેલી પ્રિયાને કાવ્ય સૃષ્ટિમાં મળનાર આ મહાકવિની કવિતાનો સ્વાદ રજબજ છે. લખનાર. ઉદ્ધવજી તુલસીદાસ.

**અક્કલની મરામતઃ** શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવના હાસ્ય લેખનો બાકીનો ભાગ. સંપૂર્ણ.

**છબીલી વાઘણઃ** રા. મસ્ત ફકીર ગુજરાતી ભાષામાં હાસ્યનાં આ જાણીતા લેખકની બહાર આ લેખમાં ભરપૂર દેખાશે અને તે જરૂર તમને પેટપકડી હસાવશે. સુંદર ચિત્રો સાથે.

**હૃદયની પ્યાસઃ** ચાલુ વાર્તા ( સચિત્ર ) શ્રીયુત ચતુરસેન શાસ્ત્રી મી. સુંદરરાવ ગોરક્ષકરના સુંદર ચિત્રો સાથે.



પુસ્તક ૨ જું. વર્ષ ૧ લું. જાન્યુઆરી ૧૯૨૨. અંક ૩ જો.

# રાધાજીની ચુંદડી.

રચનાર—રા. મૂળજી દુલભજી વેદ

હરિરંગરંગી મારી ચુંદડી. હો ! જી !
હરિરંગરંગી મારી ચુંદડી.
મારા નાથજીના હૈયાના અમૃતના રંગમાં
રંગી મારી નવ ચુંદડી. હો ! જી !
હરિરંગરંગી મારી ચુંદડી
હૈયાનાં હેત ને જમનાના જળમાં
જશોદાએ રંગી મારી ચુંદડી. હો ! જી !
હરિરંગરંગી મારી ચુંદડી.
સૌભાગ્યથીરે સોહાગી બની હું
અમૃતની બની મારી કાયા. હો ! જી.
હરિરંગરંગી મારી ચુંદડી
અમર નાથ સાથ અમર એ વાસ-રાસ
અમૃતનાથની હું માયા હો ! જી !
હરિરંગરંગી મારી ચુંદડી.



ત્યાં સર્વ ધર્મ-ક્રિયા કરી રહ્યા પછી મ્હારી ... લોક પાછા જવાના હતા. પણ હું તો તેમનાથી છુટો પડી યેડ્ડા પહોંચી ગયો ને ત્યાંથી એક અરેબીયન વહાણ મોખા થઈને કોરી લઈ મુંબઈ જવાનું હતું તેમાં ચડી ગયો.

ખલાસીના ધંધાનો મને તો ક્યાંથી અનુભવ હોય? પણ હું જાતે ચાલાક અને સમજણો તથા ભણેલો હોવાથી બીજા અભણ મજુરોને જે કામ શીખતાં મહીના લાગતા તે હું થોડા દિવસોમાં જ શીખી ગયો અને મ્હારા જાતિ ભાઈઓએ જાણ્યું કે હું મક્કેથી હજ પઢીને આવ્યો છું ત્યારે તો તેમને મ્હારે માટે જરા માનની પણ લાગણી થઇ તેથી તેમણે મને ખાવા પીવાનો બંદોબસ્ત ખુશીથી કરી આપ્યો. મ્હારી સમજશક્તિ સારી હોવાથી કપ્તાનનું કામ પણ હું ખુશીથી તેને મન ગમતી રીતે કરી આપતો તેથી તેની એ મ્હારાપર મહેરબાની થઈ.

આમ કરતે કરતે અમે આખરે મુંબઈના બારામાં પહોંચ્યા પણ હવે શું કરવું તે મ્હોટો વિચાર થઈ પડ્યો. મુંબઈ જેવું મ્હોટું શહેર તેમાં મને કોઈ ઓળખે નહિં ભાષામાં અરબી ફારસી સિવાય મને કંઈ આવડે નહિ. પાસે બે ચાર આના સિવાય મુડી મળે નહિં, કપડાં પણ ફાટેલ તુટેલ. હવે જવું ક્યાં?

મ્હારી સાથેના ખલાસીઓમાં કોઈ એવો ન હતો કે જે મને પોતાને ત્યાં લઇ જાય અને રાખે તેથી હું તો ઈશ્વેરચ્છાથી જેમ થવાનું હોય તેમ થાવો એવો નિશ્ચય કરીને જે માર્ગે મ્હારા પગ લઇ ગયા તે માર્ગે ચાલ્યો. રસ્તામાં કોઈ દાવકો મુસલમાન લાંબી દાઢી વાળો મળતો તો તેની જોડે હું મ્હારી ભાષામાં વાત કરવા મથતો પણ મ્હારૂં બોલ્યું કોઇ સમજતું નહિ તેથી ડોકું હલાવી હલાવીને સૌ પોતાને કામે જતા. ચાલતાં ચાલતાં થાક ઘણો લાગ્યો. વિશ્રામનું સ્થાન ક્યાંઈ મળ્યું નહિ. ભુખ તો કકડીને લાગેલી પણ ગજવામાં એટલું ન હતું કે પેટ ભરાય તેટલું ખરીદીને ખવાય. તેથી સંધ્યાકાળ પડતાં હું એક દેવસ્થાન જેવી જગા જોઇને ત્યાં ઘુસ્યો અને જલાશયમાં પાણી દેખી ખુબ ન્હાયો. પછી તેનાં પગથીઆ ઉપર માથા તળે મ્હારો હાથ ટેકવીને જરા સુતો એટલે થાકને લીધે ભુખે પેટે પણ મને નિદ્રા આવી ગઈ.

તમે જો ગ્રહોની અસર મનુષ્ય જાતિના જીવન ઉપર થાય છે એમ માનતા હશો તો હવે તમે મ્હારી વાત સાંભળીને હસશો નહિં, હું તો જ્યોતિશશાસ્ત્રમાં પૂરી આસ્થા વાળો છું. તેને લીધે કે કોણ જાણે બીજા શા કારણથી મને તે રાતે એવું સ્વપ્ન આવ્યું કે હું જાણે જાગતો જ તે પથરનાં પગથીઆં પર પડયો છું અને મ્હારા લાભ આપનાર જે ગ્રહ ઉપર મને ખાસ વિશ્વાસ હતો તેની સામે ટગર ટગર જોઇ રહ્યો છું. એટલામાં મને એવો ભાસ થયો કે તે તેજનો ગોળો પ્રકાશતા સાબુના પરપોટાની પેઠે ધીમે ધીમે પૃથ્વી ભણી ઉતરી આવવા લાગ્યો. આવતે આવતે તે પેલા જલાશયની આસપાસના વૃક્ષોમાંથી એક તાડની ડાળીઓમાં રોકાઇ ગયો અને તેનું ઝગઝગતું મુખારવિન્દ મને જાણે અમારા પેગમ્બર સાહેબનું જ સુંદર વદન કમળ હોય એવું જણાવા લાગ્યું. અવયવો પણ તેનાં જેવાંજ કોમળ જણાયાં. સ્વર્ગીય હોવાથી તે વસ્ત્રરહિત છતાં પણ દિવ્ય તેજનો પ્રકાશ જ તેને એક પરિવેષમાં ઘેરી રહેલો હોવાથી તેણે જાણે હીરા માણેક જડિત અલંકાર પહેર્યા હોય એમ મને લાગ્યું; અને તેજ કારણથી તેના શ્વેત કેશનો કલાપપણું જાણે રત્ન મય મુકુટ બની ગયો હોય એમ મ્હારી નજરે જણાવા લાગ્યું. એટલામાં તેના સુંદર મુખમાંથી એક ધ્વનિ નીકળ્યો તે એવો તો મધુર હતો કે તેનાં મંદ મંદ આન્દોલનથી આખું વાતાવરણ ભરાઈ ગયું અને નિદ્રાની શાન્તિ ભોગવતી આ પૃથ્વી રૂપી પોતાની પ્રિયા સાથે પ્રેમ ગોષ્ઠી

જગાડવાને કેમ જાણે તેણે સુરીલું ગાન આરમ્ભ્યું હોય એમ મ્હારા કાનપર તેનો મંજુલ સ્વર પડવા લાગ્યો. પછી તેની દૃષ્ટિ મ્હારા ઉપર પડતા તેના દૈવતાઇ મુખારવિંદમાંથી ઝરતા અમૃતતુલ્ય શબ્દો વ્યાપારી બનીશ રત્નોમાં રહેલો સૂર્ય પ્રકાશ દિવસે હ્વારા હૃદયમાં ઉષ્ણતા આપશે અને મોતીમાં વ્યાપેલો ચંદ્ર-પ્રકાશ રાત્રિયે તને શાન્તિ પ્રાપ્ત કરાવશે-હ્વારો પુત્ર પરિવાર તને ગુલાબના ફુલોના હાર સમાન બની રહેશે આટલું બોલીને તે દિવ્ય પ્રકાશમય પરપોટો વૃક્ષ ઉપરથી ધીમે ધીમે ઉતરી છેક મ્હારી પાસે આવ્યો અને પોતાના અમૃત-મય કરનો મને સ્પર્શ કરીને તેના કોમલ મુખ-માંથી નીકળતો સુગંધી સુધામય શીતળ શ્વાસ મ્હારા ઓઠને અડકે એટલો નજીક લાવીને તે પાછો ઉડીને પોતાને સ્થાને જઈ ચોટયો.



તેણે જણાવ્યું કે હું અરબી હજી વાર્તા ગાઉં છું ને કુરાન શરીફ પાનું ભજ્યો છુ તેથી તેને મારા ઉપર મ્હાલ આવ્યું

મને ઉદ્દેશીને નીકળતા મ્હેં સાંભળ્યા —અબ્દુલ કાદીર ગભરા નહિં. હિંમત રાખ. હું હ્વારી સાથે જ છું અને ભિવિષ્ય માં તને લાભ નહિં. નદી-ઓનાં રત્નો અને સમુદ્રના મોતીઓ હ્વારા હાથમાં આવશે-હ્વારાં થશે, અને તું એક મહાન ધનાઢ્ય

તે પછી તરતજ મ્હારી આંખ ઉઘડી ગઈ અને જાગીને મ્હેં જોયું તો તે મ્હારો ગ્રહ તેના સ્થાને વિરાજેલો હતો. આ વખતે પ્રભાત થવા આવ્યું હતું તેથી આકાશમાંથી સર્વ નાના તારાઓનું તેજ ઝાંખું થઈ ગયું હતું અને માત્ર તેજ એકલો જોરથી પ્રકાશતો હતો.

આ સુખમય, આશા ભરેલા સ્વપ્નથી મ્હારૂં મન પ્રફુલ્લ થયું અને પથ્થરની કઠિન શય્યાપર સુતેલો છતાં કેમ જાણે હું મૃદુ કુસુમ શય્યાપર સુતો હોઉં એમ મને લાગ્યું. પછી હું ધીમે રહીને ત્યાંથી ઉઠયો અને શહેરમાં ફરવા નીકળ્યો. મુંબઈ જેવી મોહક નગરીમાં ક્ષુધા તૃષાને લલચાવે, મનને મુગ્ધ કરે, લોભને જાગૃત કરે, નયનને નચાવે એવી ચીજોનું તો પુછવું જ શું? જ્યાં જોઉં ત્યાં પુષ્કળ માલથી ભરેલી દુકાનો ને રસ્તા પણ ચીકાર ભરેલા જોઈ મ્હારી અટકળતો બ્હેર મારી ગઈ.

સૂર્યોદય થતો ગયો તેમ તેમ મ્હારી ક્ષુધાનું જોર પણ વધતું ગયું. ચારે પાસ નજર કરતાં મને એક મિઠાઇ વાળાની દુકાન દૃષ્ટિયે પડી. તેના આગળના ભાગમાંજ મ્હોંમાં પાણી આવે એવી મીઠી મોંઠી વાનીઓ સુશોભિત આકારમાં ગોઠવેલી હતી. તેથી તેમાંથી મ્હારા ગજવામાંની સીલકના પ્રમાણમાં જે કંઇ મળે તે ખરીદીને મ્હારા અંતરાત્માને તૃપ્ત કરવાનો મ્હેં વિચાર કર્યો. મ્હારી ભાષા તો તે દુકાનદાર સમજશે નહિં એવી મ્હારી ખાત્રી હતી તેથી મ્હેં મને ગમતી એક મિઠાઇને હાથ લગાડીને બીજા હાથમાં મ્હારા પૈસા બતાવી તે વેચાતી આપવાની સંજ્ઞા કરી. તેની ચીજને મ્હારા હાથનો સ્પર્શ થયેલો જોતાંજ તે તો એકદમ કોણ જાણે કેમ એવો તો મ્હારા ઉપર ચીડાઈ ગયો કે હું તો અંખવાણો પડી ગયો. એકદમ તે દુકાન ઉપરથી ઉતરી મ્હારી પાસે કુદીને આવ્યો અને મને ધમકાવવા લાગ્યો. તેના ગુસ્સાના શબ્દો સાંભળી તેની આસપાસની બીજા દુકાનો વાળા પણ ભેગા થઇ ગયા ને શોર બકોર કરી મુકતા મ્હેં જાણે કંઇ ગુન્હો કર્યો હોય એમ મને મારવાને તૈયાર થઇ ગયા જણાયા. એટલામાં પાસે એક ગંદા મેલાં કપડાં વાળો કોઈક ઠીંગણો માણસ લશ્કરી સીપાઈ જેવો ફરતો હતો તે ત્યાં આવી ચડયો ને તેના હવાલામાં તેમણે મને સોંપ્યો. પાછળથી મને જણાયું કે મુંબઇની પોલીસનો માણસ હતો. તેણે મ્હારો હાથ પકડયો. મ્હેં કંઈ પણ અપરાધ કર્યો નથી એમ હું તો સારી રીતે સમજતો હતો તેથી મને કશી બ્હીક નહતી. પણ આ લોકો શું કરવા માગે છે ને શા માટે મને પકડયો છે તે મ્હારા સમજવામાં ન હોવાથી હવે શું થાય છે તે જોવાનું કુતૂહલ સ્હેજ તે વેળા મ્હારા મનમાં થઈ આવ્યું. તેથી વગર આનાકાનીએ હું તે મને લઈ ગયો ત્યાં તેની સાથે ગયો. તેણે મને એક ચોકી જેવા મકાનમાં બીજા પોલીસ હતો તેમની પાસે બેસાડયો ને ત્યાં કલાકના કલાક વાટ જોવરાવ્યા બાદ મને એક ઇજનેર પાસે લાવવામાં આવ્યો મને કાંઇ પુછતું, તો હું સમજતો નહિ ને હું કંઇ બોલતો તે મ્હારી આસપાસનું કોઈ સમજતું નહિં એટલે ગરબડ ગોટાળો એમને એમ ચાલુજ રહ્યો. ખુલાસો કેમ થાય ને કોણ કરે? આખરે નિરાશ થઇને ભુખેં લોથ બની હું કંઇક ભાગ્યું તુટયું ગ્રીક જાણતો હતો તેમાં બોલવા પ્રયત્ન કરવા ગયો. પણ એટલામાં કોર્ટની અન્દર ભરાયેલી ગીરદીમાંથી એક વૃદ્ધ અને લાંબી દાઢીવાળો મુસલમાન આગળ આવ્યો. તેને જોતાં મને કંઇક પ્રેરણા થઈ આવી તેથી મ્હેં અરબ્બીમાં તેને મ્હારી હકીકત કહેવા માંડી તે સાંભળતાંજ તેના મ્હોંમાંથી એજ ભાષાના શબ્દો નીકળ્યા તે સાંભળી મ્હારા હર્ષનો પાર રહ્યો નહિ.

(અપૂર્ણ)

[ આ વાર્તાનો વિશેષ ચિત્તાકર્ષક ભાગ તેવા જ ચિત્રો સાથે આવતા અંકમાં આપવામાં આવશે. ]



રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ.

કાદમ્બરી વિગેરેના ભાષાંતર કર્તા.

The Bombay Art Printing Works, Bombay.

# અકકલની મરામત.

લખનારઃ શ્રીયુત જી. પી. શ્રીવાસ્તવ્ય, બી. એ. એલએલ બી.
લેખકની પરવાનગીથી અનુવાદક રા. ગુલામહુસેન હાજી મહમદ

અનુસંધાન નવેમ્બરના પૃષ્ઠ ૩૫૫ થી.

રસિક—મંત્ર નહિ બતાવી શકાય.

બદ—હું આજીજી કરૂં છું. હાથ જોડું છું જરૂર બતાવો.

રસિક—ત્યારે બતાવું છું. હાથ ન જોડો! એ મંત્ર એવો છે કે બીબી જે કહે તેમાં "ઠીક" એમ કહેવું. જે કહે તેમાં નહિં હા ને નહિં ના માત્ર "ઠીક" કહેવું. લડાઈ બખેડા સૌ મટી જશે દિન પ્રતિદિન પ્રેમ વધતો જશે. મહોબતના ફવારા છૂટશે હું તો એ જ મંત્રનો અમલ કરૂં છું અને ચેનથી રહું છું

બદ—ત્યારે હું પણ એનો અમલ કરૂં તો અમારી વચ્ચે મહોબત વધી જશે!

રસિક—શરતથી હાથ પર હાથ ઠોકીને કહું છું. અફસોસ છે. એવા દુર્ભાગી દેશમાં પેદા થયો છું. કે જ્યાં કોઈ વાતની કદર નથી ન કોઈ કામમાં મદદ કરે છે કે ન કરનારને હિંમત આપે છે. અહીં તો સાવધાન અને નાનેશીખન ભૂખે મરવાની અને ઘર પાયમાલ કરવાની નિશાની છે. જો કોઈ બીજા દેશમાં હોત તો આ શોધને માટે ન્યૂટનથી પણ અધિક નામાંકિત થાત અને જો આ શોધ રજીસ્ટર થઈ પેટન્ટ મળત તો વાતને વાતમાં કરોડપતિ પણ થઈ જાત! સમજ્યા સાહેબ!

બદ—યાર. હવે મને મોડું થાય છે. હું આજે જ જઈ એ મંત્ર અજમાવું છું

રસિક—ભલે, જાઓ સાહેબ. સ્ત્રીઓને માટે જેમ-'ઉંહું'-તેમ મરદોને માટે 'ઠીક' એ મંત્રો છે. આ પ્રેમના વશીકરણ મંત્રો છે પણ હાલના જમાનામાં એને સમજવાવાળા કમ છે.

અંક ૨ જો.

દશ્ય ૧ લું.

જયસદરાયનું મકાન.

સુશીલા અને ભાભીજી.

ભાભીજી—વહુ તમે વ્યર્થ આમ મનને દુઃખી કરી રહ્યા છો.

સુશીલા—ભાભીજી, ઘરનો હાલ તો ચોખ્ખો દેખાય છે. કોઈને શું દોષ આપું! મારા નસીબ જ ખોટા છે. બધા મારાથી નારાજ રહે છે. ભણું છું તો સાસુ સસરા નારાજ થાય છે અને ઘરનું કામકાજ કરૂં છું તો એ વાતો સંભળાવે છે. હું શું કરૂં! મારૂં આ સંસારમાં કોઈ નથી.

ભાભીજી—વહુ, ગભરાઓ નહિ. સાસુ બધી એવી જ હોય છે. જ્યારે તમે સાસુ થાઓ ત્યારે એ બધી કસર વહુ પર કાઢી લેજો નમાણા પણ કોઈ વાર સારા દિવસ આવશે.

સુશીલા—શું આવશે! જે વીતી રહી છે તે હું જ જાણું છું જ્યાં જાઉં ત્યાં ધુત્કારી કાઢે છે. કોઈ વાત સરખી નથી પૂછતું

બ્રાહ્મણી—ગામડીયણ ?

બદ—નહિ, લજ્જાશીલ.

બ્રાહ્મણી—તમારૂં કહ્યું માનતી નહોતી.

બદ—નહિં નહિં મારૂં કહ્યું તો માથે ચ્હડાવતી. મારા કહેવાથી તો...( રડે છે. )

બ્રાહ્મણી—અગર આજની તમારી વાતો વહુજી સાંભળતે તો !

બદ—હાય ! તે સદ્ભાગ્ય મારા માટે નહોતું.

બ્રાહ્મણી—આપ ચાહો તો વહુજી આપને તરત મળશે.

બદ—હા, હું પણ તે પ્રિયાને મળવાની ઉતાવળ કરી રહ્યો છું. હું પણ હમણાંજ જઇને પ્રાણત્યાગ કરૂં છું. હવે હું જીવીને શું કરીશ? આ ઘર હવે મને ખાવા ધાય છે. મારો દમ ગુંગળાઇ જાય છે. જ્યારે પ્યારી હતી ત્યારે પ્યારનો દુકાળ હતો-હવે પ્યાર છે તો તે નથી. હાય ! સુશીલા તું ક્યાં ચાલી ગઈ? તારા વિના આ સંસાર વેરાન જણાય છે. હું પણ તારી પાસે આવું છું. પણ પહેલાં તે હરામજાદા રસિકને જહન્નમ નો રસ્તો બતાવી આવું. ( બહુજ જોરથી પગ પછાડતો દાંત પીસતો ચાલ્યો જાય છે ).

બ્રાહ્મણી—( આશ્ચર્યમાં ) આ શું ! સ્ત્રીને માટે આટલું દુઃખ ! ક્યાં પહેલાંનો તિરસ્કાર અને ક્યાં હમણાંનો પ્યાર !

( જયસદરાયનો પ્રવેશ. )

જય—મિશ્રાનીજી, તમે જાણો છો કે બાબુસાહેબ આજે બહુ જોરમાં ક્યાં જતા હતા ?

બ્રાહ્મણી—શું કહું બાબુજી, વહુજીના જવાથી છોટા બાબુને બહુ લાગી આવ્યું છે.

જય—( અત્યંત ખુશી થઇ ) શું કહ્યું ! બહુ દુઃખ છે ! વાહ ! હવે જોઉં જનાબ કેમ કહે છે કે આ શાદી કેમ કરી. આજ કાલના છોકરા પોતાના બાપનેજ બેવકુફ બનાવવા નીકળ્યા છે.

બ્રાહ્મણી—બાબુજી, વહુજીને તરત બોલાવી લ્યો, નહિં તો મોટો અનર્થ થશે.

જય—કદી નહિ હવે હું નહિ બોલાવીશ. હું એ ગ્રેજ્યુએટની અક્કલની **બરાબર મરામત** કરાવીશ.

બ્રાહ્મણી—એવું નહિ કરતા. નહિ તો બાબુના દિલપર સખ્ત આઘાત લાગશે. તે તો હમણાંજ કહેવા લાગ્યા છે કે વહુજી વિના ઘર ખાવા ધાય છે.

જય—એમ કે ? વાહ વાહ ! બહુ જ ઠીક છે. એને એજ સજા છે. અમને બેવકુફ બનાવવા એ નવી રોશનીના છોકરા ઉપરથી કહે છે કે વહુથી નફરત છે. જુઠું સાચું બતાવે છે અને અંદરથી સ્ત્રીની ગુલામી કરે છે. જોરૂને માટે જાન દે છે. હવે ? એની રેવડી દાણા દાણા થઈ ગઈ છે. બહુ જ સારૂં થયું.

---

### દૃશ્ય ૩ જું.

સડક

( જયસદરાયનો પ્રવેશ. )

જય—( એકલો ) હું ખુબ જાણું છું કે આ કાલના છોકરા સ્ત્રીઓના ગુલામ હોય છે. જેમને લીધે એમને સ્ત્રી પ્રાપ્ત થાય છે તે તરફ અહેસાન મન્દી દેખાડતા નથી. એટલું નહિ પણ હમેશાં તેમને બેવકુફ બનાવ્યા કરે મારા જેવા બુઢાપર રોફ જમાવ્યા કરે છે. સરાસર પાજીપણું નથી તો શું છે ! હવે મ ગ્રેજ્યુએટ દીકરો પણ સમજશે કે ગ્રેજ્યુએટ પણ બાપ હોય છે. મે વહુને વિદાય કરી. ગ્રેજ્યુએટ સાહેબના દિમાગની પોલ ખુલી. નાક ખાકમાં મળી ગયું. હવે બદાતરો બની ફરે રાતદીનજ બેચેન થઇ ગયો છે. હું જોઉં છું તેને શું ફીકર હશે. પણ હવે તે જ્યાં સુધી કે નહિં કહે કે તમે મારૂં લગન કર્યું તે માટે તમારો આભાર માનું છું અને વહુ તરફ જે તિરસ્કાર બતાવ્યો ને પોતે બેવકુફ બન્યો હતો; ત્યાં સુધી વહુને મારે ઘરે બોલાવવાના મને કસમ છે. સામેથી મિશ્રાની જ આવે છે.

(બ્રાહ્મણીનો પ્રવેશ.)

જય—કેમ આઈ આજે સવારના ક્યાં ફરો છો! કંઈ રસોઇની ફીકર છે કે અમારે બધાને આજે વ્રત રખાવવા છે.

બ્રાહ્મણી—વહુજીને જોવા જરી તેને પિયરે ગઈ હતી. ત્યાંથી જ આવું છું.

જય—એમ છે! છોટા બાબુ પણ ત્યાંજ હશે! કેમ છે ને!

બ્રાહ્મણી—કેમ! શું રાતના ઘેર નથી આવ્યા!

જય—હવે એનો જીવ ઘરમાં કેમ રહે! જો વહુ હોય તો આવે! જ્યાં વહુ હશે ત્યાં પોતે પણ હશે! આજ કાલના ગ્રેજ્યુએટો માટે એ કંઈ નવી વાત છે!

બ્રાહ્મણી—વહુ તો સવારના રસિકલાલને ઘેર પોતાની બેનને મળવા ગઈ છે, ત્યાંથી તેડું આવ્યું હતું.

જય—તો ગ્રેજ્યુએટ સાહેબ પણ ત્યાં જરૂર હશે.

બ્રાહ્મણી—બાબુજી, મારૂં કહ્યું માનો અને વહુજીને બોલાવી લ્યો.

જય—તે પાછી અક્કલની મરામત કર્યા સિવાય શું ફરી એની ભૂલ કરૂં!

બ્રાહ્મણી—બાબુજી, એવું ના કરતાં. ન કરે નારાયણને કંઈ ખરાબી ન થઈ જાય! છોટા બાબુને રાતા જોઇ મારી છાતી ફાટી જતી હતી.

જય—વાહ! વાહ! શું એ રોતો હતો! વહુ વિદાય થવાના નજીવા કારણ માટે! શાબાશ આજકાલના છોકરાઓ! વાહ!

બ્રાહ્મણી—બાબુજી, આ હસવાની વાત નથી. (પછી ધીમે ધીમે કાનમાં વાત કરે છે. જયસદરાય અને બ્રાહ્મણી સ્ટેજના ખુણામાં જઈ વાતો કરે છે)

(બીજી તરફથી દારોગા રોજનામાબ્બી અને મદદવાસરાય પ્રવેશ કરે છે.)

રોજ—તમે અને રસિકલાલે મળી મરહુમ સુશીલાનું ખૂન કર્યું?

ભદ—હા, અને હું ચાહું છું કે અમને બન્નેને ફાંસીની સજા થાય!

રોજ—સબુર, ખૂન ક્યાં થયું? તમારા બાપ જયસદરાયના મકાનપર!

ભદ—જી હા અરે મારા બાપ તો આ ઉભા!

(ગભરાઇને ભાગી જાય છે)

રોજ—અને મરહુમ સુશીલાને ઝેર આપવામાં આવ્યું હતું કેમ? (પાછળ ફરી) હે...સાથી ગેમ! ક્યાં ગયો? (જયસદરાય અને બ્રાહ્મણીને જોઇને તમે કોણ છો!

બ્રાહ્મણી ચાલી જાય છે.

જય—હું જનાબ જયસદરાય છું.

રોજ—જયસદરાય? હેં.....જયસદરાય! (ગજવામાંથી નોટબુક કાઢી જુએ છે) તમે ભદ હવાસરાયના બાપ.

જય—જી જનાબ, આપે ઠીક ઓળખાણ કરી.

રોજ—હવે શું? આપ તો મારા પુરાના દોસ્ત છો. મુન્શીજી હાથ આપો. વાહ આદાબ, મુન્શીજી આદાબ.

જય—આદાબ જનાબ.

રોજ—આપ બન્ને હાથ જોડી પંડિતોને નમસ્કાર કરો છો તે કેવી રીતે એ બતાવો!

જય—આમ (બન્ને હાથ જોડી બતાવે છે. રોજનામા અલી તરત તે પકડી બાંધી લે છે. અને પછી સ્ટેજપર અકડાઇને ચાલે છે.)

રોજ—પકડી લીધો. ગિરફતાર કરી લીધો. ગુન્હેગાર સપડાયો. ખુની ન્યાયના પંજામાં આવ્યો. શાબાશ રે અમારી જવાંમર્દી.

જય—હે પરમેશ્વર! આ કેવો અંધેર! કેવું ખુન? કોનું ખુન! કોણે કર્યું? ક્યાં કર્યું!

રોજ—તમારા મકાન પર.

જય—મારા મકાન ઉપર.



# ગુજરાતને પાટનગરે ૩૬ મી મહાસભાની યાત્રા.



લખનારઃ શ્રીયુત રંગીલદાસ મ. કાપડીયા.
ફોટોગ્રાફરઃ મી. ભાટીયા ગોરાસ સ્ટુડીઓ બનારસ. અને મી. બી. એન. કોપર્ડે, દાદર, મુંબાઇ

( અનુસંધાન ડીસેમ્બરના પૃષ્ઠ ૪૦૭ થી સંપૂર્ણ. )

પ્રાતના લોકસંગીત રાષ્ટ્રીય ગીતો અને ભજનોનોઆસ્વાદ લેતાં લેતાં નિંદ છોડવાની લહેજત તો એનો ઉપભોગ કરનારજ કરી શકે ! એ સંગીતપ્રત્યેકના મનમાં રાષ્ટ્રીય ચેતનનો સંચાર કરતું !

મુસ્લીમ નગર.

મહાસભા મંડપમાંથી નીકળતાં રાષ્ટ્રીય મહાસભામાં પધારેલા મુસલમાન ભાઇઓની છાવણી જોવામાં આવે છે. આ ભવ્ય છાવણીને "મુસ્લીમ નગર" નામાભિધાન કરવામાં આવ્યું હતું. એ નગર ખાદીને બદલે કંતાનનું બનેલું હોઇ જાણે પોતાનું વ્યક્તિત્વ જાળવવા ન માંગતું હોય એવો ભાસ આપતું. નગરના દરવાજાને જુદાજુ મુસલમાન દેશનેતાઓના નામો આપવા આવેલા હતા. સરકારના પરોણા થયેલા એ દે નાયકોને આમ નગરમાં પ્રત્યક્ષ રાખી પ્રેક્ષ રાષ્ટ્રિય જાગૃતિનું ભાન કરાવવામાં આવ શૌકતઅલી, મહમદઅલી ગેટ, અને પાસે વિશ ગાંધી ચોક, અને ગાંધી ચોકમાં શું હોય શો ગાંધીજીને અતિ પ્રિય એમનો "રેંટીયો." આ બીમસેન રેંટીયો–રાક્ષસી ચક્ર–હિન્દની અહિંસાત્મક તોપ કે સુદર્શન ચક્ર ચોકની શોભામાં વૃદ્ધિ કરતું ! વળી નગરમાં દવાખાનું પણ ખરૂં અને દવાખાને કોનું નામ શોભે ! એને માટે નામ

મુદ્દાસર ! હકીમજીના ભાષણમાં પણ આડંબર ઓછો અને સ્પષ્ટ કથન ! આ વેળા તેમાં દેશના અગ્ર નેતાઓની ગેરહાજરી અનેક ભાષણોની ગરજ સારતી ! મહાસભાએ ચૂંટેલા સભાપતિ, બંગાલના લોકપ્રિય નાયક દેશબંધુ દાસ, 'જગતનો તે શૂરો સિંહ' લજપતરાય, 'બાદશાહી ખવાસના' પંડિત મોતીલાલજી, મૌલાના અબુલ કલામ આઝાદ, હિન્દુ-મુસ્લીમ ઐક્યતાની દઢ સાંકલની ગરજ સારતા મૌલાના શૌકત અલી અને મહમદ અલી જેવા વીરોની મહાસભામાં ગેરહાજરી એ પળેપળે પ્રેક્ષકોને-પ્રતિનિધિઓને-સરકારની નિર્દયતાનું-ચાલુ શાસન તંત્રની જોહુકમી નીતિનું ભાન કરાવતી અનેક મૂક વ્યાખ્યાનોથી એમના દીલ હલમલાવતી ! મીસ તૈયબજીનું હૃદય ડોલાવતું, વીરરસથી સરતું મધુર ગીત હજુએ સ્મરણપટ પરથી ખસતું નથી ! જડભરત જેવા લાગતા, ગરીબોના દુઃખે દાઝનાર બ્હીતા હોય તેમ આમથી તેમ ભાગતા હિંદના સર્વોત્કૃષ્ટ નેતા મહાત્મા ગાંધીજી સભામંડપમાં આવતાં જે હર્ષનાદ થતો એ ગર્જના અને હર્ષનાદ કોઈ નરેંદ્રના આગમનને પણ ભાગ્યે જ સત્કારતો જાણ્યો હોય ! મહાસભાએ કરેલ ઓછા વધતા મહત્ત્વના ઠરાવોમાં મુખ્ય એક જ ઠરાવ સર્વનું ધ્યાન ખેંચતો-સૌથી વધુ મહત્ત્વનો હતો. એ મહાત્માજીએ રજુ કરેલો "સત્યાગ્રહ" અગર "કાયદાના સવિનય ભંગ"નો છે. મહાસભાએ "અસહકાર" ચાલુ રાજનીતિનો અંત આણવા માટે ઉત્તમ સાધન તરીકે અંગીકાર્યો અને તેમાં "અહિંસાને" એના આવશ્યક અંગ તરીકે આગળ ધર્યું. અસહકાર સામે એના વિરોધીઓ અનેક આક્ષેપો કરે છે, જેમાં એ અહિંસાત્મક કે દ્વેષરહિત હોઈ શકે જ નહિ એ મુખ્ય છે. એમણે હિંદના મિત્ર-સરકારી જેલની બરદાસ કરવા ગયેલા સરકારના અતિથિ-મી. સ્ટોક્સે કરેલી અસહકારની વ્યાખ્યા બરાબર સમજવી જરૂરની છે. એ ભાઈ કહે છે કેઃ-" અસહકાર એટલે ટાળી શકાય તેવા પાપકર્મથી દૂર રહેવું; અસહકાર એટલે અન્યાયના સ્વીકારનો અથવા તેમાં ભાગીદાર બનવાનો ઇન્કાર; અસહકાર એટલે જે દુષ્ટતા સુધારી લઇ શકાય એને તાબે થવાનો ઇન્કાર !...અર્થાત્ અસહકાર એટલે કે જે લોકો સ્વાર્થ કે વ્યવહારને નામે અસત્યનું આચરણ કરે છે, જે અસત્યની સ્થાપના કરે છે તેઓની જોડે મળીને કામ કરવાનો ચોખો ઇન્કાર થયો." અને આ અસહકાર સફલતાથી પરિપૂર્ણ અમલમાં લાવવા કાયદાના સવિનય ભંગ વિના ચાલે એમ નથી એ વાતનું આ ઠરાવ સ્પષ્ટીકરણ કરી હિન્દને એનો ત્વરાએ અંગીકાર કરવા આગ્રહપૂર્વક આમંત્રે છે ! એ ઠરાવ લૉર્ડ રીડિંગની સરકારની સંમતિથી જુદા જુદા પ્રાંતોની નોકરશાહીએ તડામાર ચલાવેલી દમનનીતિની રાજનીતિને ભારતનો શૌર્ય ભર્યો ઉત્તર છે ! જે સ્વયંસેવક દળોને સરકારે ગેરકાયદેસર ઠરેવ્યાં છે તે સ્વયંસેવકદળોથી દેશને ઉભરાવી નાંખવાનું હિન્દની જનતાને નોતરું મહાસભાએ કર્યું છે અને તેમાં અઢાર વર્ષની ઉમરથી ઉપરના પ્રત્યેક વિદ્યાર્થીને તો મહાસભાએ આ દળમાં જોડાવા આજ્ઞા આપી છે. એકેએક દેશની રાષ્ટ્ર પ્રવૃત્તિમાં દેશના આ પાયા રૂપ વિદ્યાર્થી સમાજે હમેશાં અગ્ર ભાગ લીધો છે. હિન્દના વિદ્યાર્થીઓ પાસે મહાસભા એ ભોગની આશા ન રાખી શકે ? દેશની આશા અને દેશની કીર્તિ જે મનમાં વસી રહી છે એ જો દેશને ન તારે તો કોણ તારશે ? આ ઠરાવદ્વારા મહાસભાએ એમની અડગ દેશભક્તિ પર વિશ્વાસ મૂકી એમને દેશની સ્વતંત્રતા સ્વારીના "મશાલચી" થવાની તક આપી છે. રાષ્ટ્રનું એ આમંત્રણ તેઓ હસતે મુખડે ઝીલશે અને યશભાગી થશે. આ ઠરાવના સમર્થનમાં મહાત્માજીએ આપેલું ભાષણ એમના હૃદયમંથનનો બહાર આવતો અવાજ, એમના દીલમાં સળગી રહેલ દેશની





ફોટો ગોરાસ સ્ટુડીયો બનારસ. ]

૩૬ મી રાષ્ટ્રીય મહાસભા
સ્વદેશી કારીગીરીનું પ્રદર્શન.


ઠીકાઠંનઃ—ગો. દયાળપ.





૩૬ મી રાષ્ટ્રીય મહાસભા

નં. ૧ મહાસભાનો મુખ્ય પ્રવેશ દ્વાર.
નં. ૨ પ્રવેશ દ્વારમાં દાખલ થતા દેખાતો ફુવારો.
નં. ૩ મુખ્ય દ્વારપાસે ઉત્સાહી પ્રેક્ષકો.

ફોટો:-ગોરાસ સ્ટુડીયો બનારસ.

ડીઝાઇનર-મી. દત્તાત્રય

D A. P. works.



૩૬ મી રાષ્ટ્રીય મહાસભા.
સ્વાગત સભા.

ફોટોઃ ગોરાસ સ્ટુડીયો. ડીઝાઇનઃ મી. દત્તાત્રય.

મુક્તિની ઉત્કટ તૃષ્ણા વાક્યે વાક્યે પ્રતિત થતી! એ ભાષણે ક્યા પાષાણ હૃદયને ન પીગળાવ્યું હોય? એ ઠરાવના ટેકામાં હિન્દના બુલબુલ ગણાતાં શ્રી કવિ શ્રીમતી નાયડૂનું સ્વતંત્રતાની ભાવનાથી ઉછાળાતું, વીરરસ પ્રેરતું, રોમેરોમ ખડા કરે એવું મધુર-સંગીતમય વક્તૃત્વ સાંભળવું એ ખરે જીવનની એક લ્હાવ પડી જ! જ્યાં હિન્દની વીરાંગનાઓનું હૃદય આ પ્રકૃતિમાં આમ ઢેલાતું હોય ત્યાં જગતની કઈ શક્તિ એ પ્રવાહને ખાળશે! આ ઠરાવ મહાસભાએ સ્વીકારી લોર્ડ રીડિંગની સરકારને હિન્દની ચેલેંજ આપી છે. એ જોવાનું છે કે લોર્ડ રીડીંગ જેવા ઈગ્લાંડના ન્યાયાધીશ કેવી આવડતાથી આ ચેલેંજ ઝીલશે! બીજો ઠરાવ મૌલાના હસરત મોહાનીનો કોંગ્રેસના ધ્યેયને બદલવાનો હતો! મૌલાના સાહેબની માંગણી "સંપૂર્ણ સ્વતંત્રતા"ને મહાસભાનું ધ્યેય બનાવવાની હતી. આ ઠરાવ હું માનું છું ત્યાં સુધી મહાત્મા ગાંધીજી વિરુદ્ધ થવાથી જ એમના વ્યક્તિત્વના પ્રભાવે ઉડી ગયો! મૌલાનાના ભાષણમાં ખિલાફત સબંધી ઉલ્લેખ કરી જે કડવાશ એમણે નાખી તે બાદ કરતાં મહાસભાના ધ્યેય સંબંધમાં એમનું કથન અવગણના કરવા જેવું હોય એમ હું નથી સ્વીકારતો! સ્વતંત્રતા મનુષ્ય અને રાષ્ટ્રનો જન્મસિદ્ધ હક્ક છે એમ સ્વીકાર્યા પછી અને એ મેળવવા અસંખ્ય પ્રાણોના બલીદાન અપાયાના ઇતિહાસને પાનેપાને દૃષ્ટાંતો વાંચ્યા પછી હિન્દ શાને "એ વિચારે મોંમાં પાણી ન આણે!" જે સરકારે જલીયાંવાલા કર્યો, જે સરકારે હિંદી રાષ્ટ્રમત તરછોડી ડાયર, ઓડવાયરને પોષ્યા, પાળ્યા, જે સરકારે ખીલાફતને અન્યાય આપ્યો, જે સરકાર ચાંદપુર જેવા બનાવો સાંખે—રે, જેને પશ્ચાતાપનો અંશ સુદ્ધા નથી થયો "એવી સરકારનો અંત આણવા હમો બહાર પડ્યા છીએ" *We are out for ending this Government*) અને "રાજદ્રોહ એ મહાસભાનું ધ્યેય છે" ;( *Disloyalty has become the creed of the Congress* ) એમ નવજીવન અને યંગ ઈંડીયામાં પોકારી પોકારી કહેનાર મહાત્માજીના આ વિરોધનો શો અર્થ! શું એઓ મોડરેટોને સાથે ખેંચવાના લોભમાં એટલા તણાયા કે એમણે એક આવા સાદા ધ્યેયનો પણ અસ્વીકાર કરવો પડ્યો! "સંપૂર્ણ સ્વતંત્રતા" એ ધ્યેયને ખ્યાલી ગણનાર હિંદના સરમુખત્યારને આપણે પુછીશું કે 'પરદેશી કાપડના સંપૂર્ણ બહિષ્કારની' અને તે અમુક મુદત પહેલાં માંગણી કરવામાં, એક વર્ષની અંદર આખો મનુષ્ય સ્વભાવ પલટી નાખવાની અશક્ય માગણી કરવામાં અને સ્વરાજ્ય તે મુદત પહેલા હાથ કરવાની આશા રાખવામાં "ખ્યાલ"–તરંગ ( *Vision* ) નો ભાસ નથી? પછી આ સાદા પરંતુ નિશ્ચયાત્મક ઠરાવના વિરોધનો અર્થ શો? મહાસભાએ મહાત્માજીને "સરમુખત્યાર" ( *Dictator* ) નીમી પોતાનો કાર્યમાર્ગ સરળ બનાવ્યો છે એ ખરું, પરંતુ એમના પછી એમના અનુગામિની નિમણુક કરવાની નિરંકુશ સત્તા સામે પણ કંઈક ઓઠું ન રાખી શકાય! આમાં ડોશી મરવાનો ભય નથી જેટલો યમ પેસવાનો ભય છે! મહાત્માજીની વાત બાજુએ મુકીએ તો જગતના કયા સરમુખત્યારે-ડીક્ટેટરે-પોતાને અપાયલી નિરંકુશ સત્તાનો પ્રજાતંત્રીય સિદ્ધાન્ત પર હમેશાં ઉપયોગ કર્યો જાણ્યો છે! જગત સમસ્ત સીઝરથી માંડી ક્રોમવેલ અને નેપોલીયનના દૃષ્ટાંતો મોજુદ છે! છતાં હિન્દની સનાતન ભાવનાથી પ્રેરાઈ આ સરમુખત્યારો જગતને જુદો પડો આપવાની આપણે આશા રાખીશું! મહાસભાએ નામદાર શાહજાદાના સત્કાર સંબંધમાં પણ યોગ્ય જ ઠરાવ કર્યો! જ્યાં સુધી હિન્દના દર્દ દૂર ન થયા હોય–જ્યાં સુધી હિન્દના ઘા રૂઝાયા ન હોય, જ્યાં સુધી હિન્દનો ક્લેશો

માં સંતોષાંયો ન હોય, ત્યાંસુધી એ રાજકુમારને સત્કારવો હિન્દે રંગરાગમાં શું હોય ! ભલે! જ્યારે હિન્દ પોતાને આંગણે સ્વતન્ત્રતાનો ધ્વંજ રોપે, સ્વરાજ્ય મહોત્સવ ઉજવે ત્યારે સ્વેચ્છાથી ઇંગ્લાંડની ભાઇબંધ પ્રજાના એ ભાવી રાજવિને ઉત્સવમાં ભાગ લેવા અતિથિ તરીકે નોતરે અને સત્કારે! અસહકારી હિન્દને આજે આ સિવાય બીજું કંઈ ન જ છાજે!

## બીજી પરિષદો અને સ્મરણો

અમદાવાદે માત્ર રાષ્ટ્રીય મહાસભાનો સત્કાર કરીનેજ સંતોષ ન હોતો માન્યો. એણે તો પોતાના સૌજન્ય વડે પોતાને આંગણે પધારેલા ભિન્નભિન્ન કોટિનો અને વિચારના અતિથિઓને ન્હાવડાવવાનો વિચારજ કરેલો એટલે આ રાષ્ટ્રીય સપ્તાહમાં અનેક વાનીઓ પીરસાઇ; બીજી અનેક પરિષદો યોજાઈ હતી. આમાં ખીલાફત પરિષદ, મુસ્લીમ લીગ એ બે રાજકીય પરિષદો હોઈ એમનું કાર્યક્ષેત્ર અને ધ્યેય પણ લગભગ મહાસભાનું જે કાર્યક્ષેત્ર અને ધ્યેય હતું તે જ હતું! બીજી હિન્દુ અતિથિઓનું આકર્ષણ કરતી સંસારસુધાર પરિષદ્ હતી. રાષ્ટ્રીય પ્રવૃત્તિએ પ્રજાના જીવન વિકાસના આ એક અતિ મહત્ત્વના અંગને હમણાં હમણાં બહુજ પછાત નાંખી દીધું હતું! પ્રજામાં સંસાર સુધારાની પ્રવૃત્તિ માટે જોઇએ એટલો રસ ન હોતો દેખાતો! એટલે સંસાર સુધારાના કેટલાક રૂઢ ભક્તોએ અથાગ મહેનતે માંડમાંડ આ પરિષદ ઉભી કરી હતી! એ ભુલાવું જોઇતું નથી કે રાષ્ટ્રીય શરીર–જીવન સુંદર, સુદૃઢ અને તંદુરસ્ત રાખવા એ શરીરના પ્રત્યેક અવયવને હમેશાં સતેજ રાખવાની આવશ્યકતા છે. અમદાવાદ આ વેળા આ પરિષદ ભરે એ માટે શંકા રખાતી અને મુંબાઇના વર્તમાન પત્રોમાં પ્રથમ ભાઇ કેશવ પ્રસાદે અમદાવાદીઓને વિજ્ઞપ્તિથી બહાર પાડ્યા બાદજ કંઇ ચળવળ શરૂ થઇ! તોપણ પરિષદમાં ઉત્સાહ ઓછો દેખાતો, ઠરાવો અને તે પરના વિવેચન બહુજ નમાલાં–નિર્માલ્ય ભાસતાં, પ્રેક્ષકોની હાજરી તો બહુજ આછી! આ પરિષદના પ્રમુખ મી. નટ્રાજન અને સત્કાર કારિણી કમીટિના ચેરમેન અમદાવાદના જાણીતા અસહકારી નેતા ભાઇ ડૉ. કાનુગા હતા! અમદાવાદના–ગુજરાતના રૂઢ સુધારક રા. બ. રમણભાઈ આ પરિષદના કાર્યમાં કંઇ ઝાઝો રસ નહોતા લેતા દેખાયા એ વાત અકલિત રહી છે. પ્રજા પ્રજા જીવનના આ અંગની હજીએ મહતા સમજે તો સર્વ દેશીય પ્રવૃત્તિ–પ્રગતિને ઓર જોમ મળે!

બીજી પરિષદોમાં અંત્યજ પરિષદ, વિદ્યાર્થી પરિષદ અને મહિલા પરિષદ એ ત્રણમાં લોકોનો રસ–ઉત્સાહ–વિશેષ પ્રમાણમાં કેન્દ્રિત થયેલો દેખાયો! જ્યારથી મહાસભાએ અંત્યજ ઉદ્ધારનું કાર્ય હાથ ધર્યું અને એને—હિંદુસમાજમાં ઘર ઘાલી બેઠેલાં અસ્પૃશ્યતાના દૂષણને ટાળવાના કાર્યને સ્વરાજની એક જરૂરી શરત તરીકે પ્રજા સમક્ષ ધર્યું ત્યારથી હિંદે આજ સુધી માનવ સમાજના આ કચડાતા, રીબાતા વર્ગ પ્રતિ આદરેલા અત્યાચારના પાપથી પોતાના હાથ ધોઇ નાંખી નિષ્કલંક થવાનો નિશ્ચય કરેલો જણાયો. આ વખતની અંત્યજ પરિષદ આ નિશ્ચયની સાક્ષીરૂપ હતી. પરિષદ મહાસભાના મંડપમાં ભરાઈ દેશના અસંખ્ય સ્ત્રીપુરૂષોએ અસ્પૃશ્યતાનો જરાયે અંદેશ લાવ્યા વિના એમા હાજરી આપી; એ પરિષદના આચાર્યશ્રી પંડીત રામભજદત્ત ચૌધરી હતા; અને એને આશીષ વચનો આપવા પ્રો. આનંદશંકર જેવા રૂઢ સનાતની બ્રાહ્મણ, મહાત્મા ગાંધીજી; સ્વામી શ્રદ્ધાનંદજી જેવા સંન્યાસી, ગુજરાતના કવિ ન્હાનાલાલ ભાઇ, અંત્યજના દુઃખે દાઝતા શ્રીયુત પટેલ અને અનેક દેવીઓ ત્યાં હાજર થયા હતા પરિષદનો મંડપ તો મનુષ્યોથી ખડખડતો હતો ઘડીભર એમ લાગતું કે હિંદુ સમાજે હવે મં

પ્રશ્નને ઉકેલી લીધો છે. આપણે પ્રાર્થીશું કે એ સદા ચિરંજીવ રહે અને હિંદુસમાજ આ મેલથી જલદી વિશુદ્ધ થઈ જાય. દેશની નાડીમાં વહેતું નિરોગી લોહી એ દેશનો જુવાન 'વર્ગ' । એમની પરિષદ બીજું શું કરે । મહાસભાએ આપેલાં આમંત્રણનો તત્પરતાથી સ્વીકાર । તેમાં એ પરિષદના સદ્ભાગ્યે શ્રીમતી સરોજીની નાયડૂ એનાં પ્રમુખ । એટલે એમાં શી મણા હોય । એમને વળી હિંદની વિદ્યાર્થી આલમના કલ્યાણમાં અહોરાત્રી રસલેનાર દીન બંધુ એંડ્રુઝના આશીર્વાદ । શ્રીમતિ સરોજીની દેવીનો વિદ્યાર્થી આલમને સંદેશ એ હિંદના સાહિત્યમાં ચિરસ્થાયી જળવાઈ રહેવા જેવો સંદેશ હતો । એ પ્રોત્સાહન–મંત્ર વિદ્યાર્થીઓને અવશ્ય ત્વરિત ગતિ આપી દેશનું આમંત્રણ સ્વીકારવા પ્રેરશે. મહિલા પરિષદ એ વળી નવચેતનની જુદીજ બાજુ રજુ કરતું રાષ્ટ્રીય જાગૃતિનું અંગ હતું । ક્યારે પણ જગતની આદ્ય શક્તિ–દેશનું અર્ધું અંગ–સ્ત્રી એને પછવાડે મુકી કોઈ રાષ્ટ્ર ઉન્નત થઈ શક્યું નથી । જગતની ધાત્રી એ મંદિરના આશીષે અનેક પ્રવૃત્તિઓ સફળ થઇ છે એમના પ્રતાપોએ જગતની મહાન રાજસત્તાઓને નમાવી છે, એમની સામે જૂલ્મી અને અત્યાચારી દોર મહાત થાય જાય છે । તેમા હિંદની મહિલા । એનાં પ્રરાક્રમો તો ઇતિહાસ પાને પાને અને હીરીવાળીએ વર્ણવી રહ્યો છે એના ગુણગાન કરતાં વિશ્વના કવિઓની જીભ્હા થાકી છે, એના ગૌરવના ગીતો ગાતા અનેક કવિઓએ કાવ્યના અવર્ણનીય રસનો આનંદ લૂટ્યો છે–'રસસમુદ્રને ઉલેચતાં' થાક્યા છે । જ્યારે એ હિંદી જનેતા જાગશે ત્યારે હિંદના પુત્રોને સ્વરાજ્ય હાથ કરવું એ સહેજ વાત છે । એમની જાગૃતિનો પુરાવો આ પરિષદમાં દશબારહજાર સ્ત્રીઓની હાજરીથી વધુ મનોહર અન્ય શો હોય । કમરે ભેટ બાંધેલા–પોતાના પુત્રોને દેશસેવામાં અર્પણ કરી પરવારેલાં અલી–ભાઇઓના વૃદ્ધમાતા કરતાં વધુ લાયક ઉપદેશક કોણ હોઈ શકે ! પોતાના જીવનમાં આત્મભોગ અને કર્મસંન્યાસને ઓતપ્રોત કરનાર એ કર્મદક્ષતાની જીવતી મૂર્તિ સિવાય કોણ હિન્દની સ્ત્રીઓને દેશસેવાનો અમૂલ્ય દીક્ષામંત્ર આપનારી વધુ સારી "આચાર્ય" બની શકે ! જ્યારે આપણે સ્વરાજ હાથ કરીશું ત્યારે એમાં હિન્દની સ્ત્રીઓનો ફાળો સૌથી મ્હોટો જોવાનું સૌભાગ્ય આપણે મળો એ આપણો અભિલાષ !

## કેટલાંક સ્મરણો

મહાસભાના યાત્રાળુને માટે આ બધા આલ્હાદક સ્મરણો કરતા વિશેષ સુખકર બીજું શું હોય ! ખાદીનગરની વ્યવસ્થા, લાખો માણસોની ભીડ છતા જળવાયલી સુંદર, પ્રશંસનીય વ્યવસ્થા, હજારો આદમીની વચ્ચેથી નિષ્કંપ બેધડક ચાલી જતા સ્ત્રી બાળકો માટે કરી અપાતી સવડતા એ સર્વ હિન્દની જનતાએ અહિંસાત્મક અસહકાર કેટલો સુંદર રીતે ઝીલ્યો છે, વ્યવસ્થા અને શાંતિનો પાઠ કેવો સારો શીખી લીધો છે એનો સચોટ પુરાવો આપવા ઉપરાંત હિન્દને પોલીસની જરૂર રહી નથી અને હિન્દના સ્વયંસેવકો વીર સુભટશા મ્હાજનના એ વીર યુવકોના આત્મસંયમનું દર્શન કરાવતા–આનંદમાં ન્હવરાવતા ! એમણે સાચવેલી શાંતિ અને વ્યવસ્થા એ અમદાવાદની મહાસભા સાથે એટલાજ ચીરંજીવ રહેશે. સ્વરાજના એ સુભટોને સહાય આપવા અમદાવાદની વીર–રમણીઓ પણ સ્વયંસેવિકા તરીકે એમને પડખે હાજર હતી ! આમથી તેમ દોડતી યુદ્ધમા સમુમની વીર રજપુતાણીઓનું ભાન કરાવતી એ અમદાવાદી રમણીઓનું દશ્ય કોણ પોતાના સ્મરણપટપરથી કદી ભુસી શકે । એમાંએ દેશની રગેરગમાં ઉતરેલા આત્મત્યાગના અનેક દૃષ્ટાંતો સાંભળી હર્ષ થતો. આપણી સરકારની ખફગીના ભોગ થઇ પડેલા, હાલ કોણ જાણે ક્યાંએ દેશનિકાલ ભોગવતા સરદાર અજીત

સિંહના મોટા ભાઈ મને મળ્યા! પોતાના ત્રણ પુત્રોને દેશસેવામાં અર્પણ કરી ચુકેલા સીતેર એંસી વર્ષના એમના વૃદ્ધ પિતાના સ્વયંસેવક દળ ઉભું કરી તેના કૅપ્ટન થયાના સમાચાર જે ગૌરવથી મને સંભળાવ્યા તે સાંભળી મારૂં હૃદય પ્રફુલ્લિત થઈ ઉઠયું અને આશાએ ઉભરાયું ! આવા વૃદ્ધોનો આત્મભોગ અને વિશુદ્ધતા પણ આપઆપણુને સ્વરાજ ન મેળવી દે તો તો આપણું પાપ અમાપ જ હોવું કલ્પવું રહ્યું. અમદાવાદના રસ્તાઓ પર અને ટ્રેનમાં આપસ આપસમાં જે સહિષ્ણુતાનું સામ્રાજ્ય વ્યાપેલું દેખાતું એ ભલભલા નિરાશા વાદીઓની નિરાશાને મારી હટવતું. ટ્રેનમાં અમદાવાદના આ સુખકર સ્મરણો લઇ પાછાં ફરતાં પંજાબના કેટલાક સીખ નાયકોના સમાગમનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું ! એ ભાઈઓમાં એક તો આંદમાન ટાપુપર સરકારના મ્હેમાન થઈ આવેલા ( પંજાબના લશ્કરી અમલ દરમ્યાન ), બીજાભાઇ દોઢ વર્ષની કારકીર્દિમાં એક પછી એક એમ સાત અધિપતિઓને જેલની બરદાસ કરવા મોકલનાર " અકાલી " પત્રના અધિપતિ ૭ માસના જેલ નિવાસ પછી મહાસભાની યાત્રાએ આવેલા અને ત્રીજા ગુરૂદ્વારા કમીટિના સભ્ય અને સીખ લીગના મંત્રી ફીરોઝપુરના ડાકટર હતા આ ભાઇઓમાં ઝળહળતી દેશ પ્રેમની જ્યોત, એમની નમ્રતા અને સાદાઇ એ કોઇપણ વીરને છાજે એવા હતાં ! એમણે પંજાબની રાષ્ટ્રીય ચળવળનું દીલ વ્હેકાવે એવું બ્યાન કર્યું, એમણે " અકાલી" નામે તંત્રીજીના સુંદર રાષ્ટ્રીય ગીતો લલકારી પંજાબી સંગીતને અમને આસ્વાદ આપ્યો એટલુંજ નહિ પણ મને એ કવિજીની પાસે ગુજરાતી બાળપોથી જોઇ આશ્ચર્ય થયું ! આ વયે ગુજરાતી ભાષ શીખવાની એમની ઉત્કટતા એ બીજા પ્રાંતની પ્રવૃતિ સમજવા બીજા પ્રાંતના આત્માને ઓળખવા એમના અભિલાષનું દર્શન કરાવતી ! મને પોતાને એમની આ ઉત્કટતાએ શરમાવ્યો-મને લાગ્યું કે ગુજરાતીઓ કુપમંડુકની સ્થિતિ કુદી આ ભાવના ઝીલતા નથી શીખ્યા ! એમણે મારી પાસેથી ત્રણ કલાકના સહવાસ દરમ્યાન અક્ષરો ઓળખી લેવા બને એટલું જાણી લીધું અને મને તો લાગ્યું કે એ ભાઇ ગુજરાતી અક્ષરો ઉકેલતા-ગુજરાતી કંઇક સમજતાં એક દિવસમાં શીખી ગયા. હું એ પાછળથી એમની પાસે જાણી શક્યો કે ગુજરાતી પંજાબી સાથે વધુ નિકટતા-સમાનતા ધરાવે છે-હિંદી પણ એટલી નિકટતા નથી ધરાવતી ! ગુજરાતીઓ આ ભાવના ક્યારે ઝીલતાં શીખશે ! વડોદરે એ ભાઇઓ ઉતર્યા પછી એમનાં સહવાસ ને-મહાસભાના અનેક સ્મરણોની સ્મૃતિ કરતે કરતે વળી પાછો જગતના તાપોથી તપ્યા-હમેશની દિનચર્યાનું જીવન ગાળવા ટ્રેન ધસારાથી અમને અમારા નિવાસ તરફ ખેંચી જતી હતી. અમો અમદાવાદને વધુને વધુ દૂર છોડતા જતા હતા-અમર રહો એ ગુજરાતનું પાટનગર અમદાવાદ અને વધુ અમર થાઓ એ પાટનગરની મહાસભા ! ઇત્યોમ—



# સૌભાગ્યની સાડી.

લખનાર—શ્રીયુત પ્રેમચંદ.

અનુવાદક- રા રતનસિંહ તુલસીદાસ ઠક્કર.

એ કહેવું ભૂલ ભરેલું છે કે દાંપત્ય સુખ માટે સ્ત્રી પુરુષના સ્વભાવમાં મેળ હોવો આવશ્યક છે. શ્રીમતી ગૌરા અને શ્રીમાન્ કુંવર રતનસિંહ એક પણ વાતમાં મળતા નહોતા. ગૌરા ઉદાર હતી અને રતનસિંહ અતિ લોભી હતા. તે હસમુખી હતી, રતનસિંહ ચિંતાશીલ હતા. તે કુળમર્યાદાપર જાન ન્યોછાવર કરતી હતી કુંવર એને આડંબર માત્ર સમજતા હતા. તેમના સામાજિક વ્યવહાર અને વિચારમાં પણ મોટું અંતર હતું આ વિષયોમાં ઉદારતાની બાજી રતનસિંહની હાથમાં હતી. જ્યારે ગૌરાને સહભોજથી આપત્તિ, વિધવા-વિવાહ પ્રતિ ઘૃણા અને અસ્પૃશ્યોના પ્રશ્નથી વિરોધ હતો રતનસિંહ આ બધી વ્યવસ્થાઓથી સંમત હતા. રાજનૈતિક વિષયોમાં આ વિભિન્નતા વધારે જટિલ હતી. ગૌરા વર્તમાન સ્થિતિને ન ટાળી શકાય એવી સમજતી હતી. તે માટે તે નરમ-ગરમ, કોન્ગ્રેસ, સ્વરાજ્ય, હોમરૂલ સર્વથી વિરક્ત હતી. તે કહેતી કે. " આ મુઠીભર ભણ્યા ગણ્યા માણસોથી શું થશે ?

રતનસિંહ પાકા આશાવાદી હતા. રાજનૈતિક સભાની પહેલી પંક્તિમાં બેસનાર, કર્મ-ક્ષેત્રમાં સૌથી પહેલાં પગ આગળ ધરનાર, સ્વદેશી વ્રતધારી અને બહિષ્કારના ચુસ્ત અનુયાયી હતા. આટલી વિષમતાઓ હતી. છતાં તેમનું દાંપત્ય જીવન સુખમય હતું. કદિ કદિ તેઓ વચ્ચે મતભેદ અવશ્ય પડતો પણ તેઓ પવનના એ અદિતના હતા જે સ્થિર જળને હલકી હલકી લહેરોથી આપ્લુત કરી દે છે, તે પ્રચંડ ઝોકા ન હોતા જેમનાથી સાગર વિપ્લવ ક્ષેત્ર બની જાય. થોડી સહૃદયતા, થોડી આંખની શરમ, થોડી સહાનુભૂતિ અને થોડી સદેચ્છા બધી વિષમતાઓ, અસમતાઓ અને મનભેદનું પ્રતિકાર કરી દેતી હતી.

( ૨ )

વિદેશી કપડાની હોળીઓ કરવામાં આવતી. સ્વયંસેવકોના ઝુંડ ભિખારીઓની માફક બારણાંઓ પર ઉભા ઉભા વિદેશી કપડાની ભીક્ષા માંગતા હતા. અને એનું તો આગેજ કોઈ બારણું હતું. જ્યાં તેમને નિરાશ થવું પડ્યું હતું. ખાદીની પૂર ચાલતી હતી અને નયનસુખ-નયનદુઃખ, મલમલ મનમલ અને તનઝેબ તનરેજ થઈ ગયા હતા. રતનસિંહે આવી ગૌરાને કહ્યું:—

" પેટીમાંથી બધા વિલાયતી કપડા કાઢી લાવ એમને આપી દઉં. "

ગૌરા —" શું હમણાંજ મહુર્ત વીતી જાય છે. પછી ક્યારેક આપી દેજો. "

"રતન—વાહ, લોકો બારણાપર ઉભા રહી કોલાહલ મચાવી રહ્યા છે અને તું કહે છે કે ફરી ક્યારેક આપી દેજો. "

ગૌરા —તો લ્યો આ કુંચી, કાઢીને તેમને આપી દો. આ બધા બચ્ચાઓના ખેલ છે. ઘર ફૂંક-

ાથી ન તો કદિ સ્વરાજ્ય મળ્યું છે અને ન ળશે."

રતનઃ—"મેં ગઇકાલેજ તારી સાથે આ વિષમાં કલાકો સુધી માથાફોડ કરી હતી અને તું ાહમત પણ થઇ હતી. આજે ફરી તેજ શંકાઓ રવા લાગી?"

ગૌરાઃ—તમારા અપ્રસન્ન થઇ જવાના ભયથી ચૂપ થઈ ગઈ હતી."

રતનઃ—"ઠીક, શંકાઓ પાછળથી કરજે હમણા તો જે કરવું છે તે કર.

ગૌરાઃ—"પણ મારાં કપડાં તો નહિ લ્યોને ?"

રતનઃ—"બધાએ આપી દેવા પડશે .વિલાયતી સુતરનો એક તાંતણો પણ રાખવાથી મારા વ્રતનો ભંગ થઇ જશે."

એટલી વારમાં રામટહલ સાઇસે બહારથી બૂમ મારીઃ "સરકાર, લોકો ઉતાવળ કરે છે તેઓ કહે છે કે હજી ઘણાએ મહોલ્લાઓમાં જવું છે કોઇ ખાદીનો ટુકડો હોય તો મને પણ કૃપા કરી આપશો કારણ કે મેં પણ મારાં કપડાં આપી દીધાં છે."

કેસર પાણી વાળી કપડાંની પોટલી લઈ બહાર જતી દેખાઇ. રતનસિંહે પૂછ્યુંઃ શું તું પણ તારા કપડાં આપવા જાય છે ?"

કેસરે લજ્જાતાં કહ્યુંઃ "જી સરકાર જ્યારે આખો દેશ છોડી દે છે ત્યારે હું કેમ પહેરૂં ?"

રતને ગૌરા તરફ આદેશ પૂર્ણ નેત્રોથી જોયું. હમણા તે વિલંબ ન કરી શકી. લજ્જાથી માથુ નીચે કરી પેટી ઉઘાડી કપડાં કાઢવા લાગી. એક પેટી ખાલી થઈ ગઈ એટલે તેણે બીજી ઉઘાડી. સર્વથી ઉપર એક સુંદર રેશમનો સુટ રાખેલો હતો. જે કુંવર સાહેબે કોઇ અંગ્રેજી કારખાનામાંથી સીવાડયો હતો. ગૌરાએ પૂછ્યુંઃ "શું આ સુટ પણ કાઢી આપું ?"

રતનઃ—"હા, હા, તેને વળી ક્યા દિવસ માટે રાખવો છે ?"

ગૌરાઃ—"જો હું જાણુત કે આટલી જલ્દીમાં હવા બદલાઇ જશે તો હું કદિ પણ આ સુટ બનાવવા ન દેત. બધા રૂપીયાનો નાશ થઇ ગયો."

રતને કંઈ જવાબ ન આપ્યો. પછી ગૌરાએ પોતાની પેટી ઉઘાડી અને બળતાં બળતાં સ્વદેશી વિદેશી બધાં કપડાં કાઢીને ફેંકવા લાગી. તે આવેશ પ્રવાહમાં આવી ગઇ. તેમાં કેટલી એક ફેન્સી સાડી અને પોલકાં હતાં જેને પહેરતાં તે ફુલી ન હોતી સમાતી. એવી સાડીઓ માટે તો તેને રતનસિંહ પર વારંવાર તકાદા કરવા પડ્યા હતા. પણ આ સમયે તો બધી આંખોમાં ખટકી રહી હતી. રતનસિંહ તેના ભાવોને કળી જતા હતા અને સ્વદેશી કપડાંને કાઢી ફેંકવાનું તેમને પસંદ ન હતું પણ આ સમયે ચુપ રહેવામાંજ માલ સમજતા હતા. તો પણ બે એકવાર વાદવિવાદની નોબત વાગી ખરી. એક બનારસી સાડી માટે તો તે હઠીઓ કરી બેઠા, તેને ગૌરાના હાથોમાંથી છીનવી લેવા વિચાર કર્યો, પણ ગૌરાએ એક વાત ન માની. તે કાઢીને ફેંકી દીધી. એકાએક પેટીમાંથી એક કસુંબી રંગની સાડી નિકળી જેની કોર પર જરીના સુંદર બુટ્ટા શોભી રહ્યા હતા. ગૌરાએ તે તરતજ ઉંચકી પોતાની ગોદમાં છુપાવી લીધી.

રતને પૂછ્યું:—"આ કઇ સાડી છે?"

ગૌરાઃ—"કંઇ નહિ, આતો કસુંબી સાડી છે."

રતન—"કસુંબી છે ત્યારે તો જરૂર વિલાયતી હશે. તેને જૂદી શા માટે મૂકી દીધી ? શું તે બનારસી સાડીઓથી પણ સારી છે ?"

ગૌરાઃ—સારી તો નથી પણ હું તે નહિ આપું."

રતનઃ—વાહ, એ વિલાયતી ચીજ તો હું રાખવા નહિ દઉં. લાવ અંહિ."

ગૌરાઃ—"નહિ, મારે ખાતર એને રહેવા દ્યો."

રતનઃ—"તેં મારા ખાતર એક પણ ચીજ ન રાખી તો હું શા માટે તારી વાત રાખું ?

ગૌરાઃ—"હું પગે પડું છું તમે જીદ ન કરો."

રતનઃ—"સ્વદેશી સાડીઓમાંથી જે રાખવી હોય તે રાખી લે પણ આ વિલાયતની ચીજ ને હું રાખવા નહિ દઉં. આજ કપડાના પ્રતાપે આપણે ગુલામ બની ગયા. આ ગુલામીનો દાગ હું વધુ વખત રાખી શકતો નથી, હાલ અહિં."

ગૌરાઃ—"હું તે નહિ આપું, એકવાર નહિ બાર વાર નહિ."

રતન—"હું તે લઇને જ છોડીશ, આ ગુલામીના કલંકને, દાસત્વના બંધનને કોઇ પણ રીતે નહિ રાખું."

ગૌરા—"નાહક, જીદ કરો છો."

રતનઃ—"આખરે વાત શું છે તને તેના પર એટલો મોહ શા કારણે છે?"

ગૌરા—"તમે તો આફતની ચામડી ઉતારવા બેઠા છો. શું આટલાં કપડાં થોડાં છે! એક સાડી રાખી લીધી તો શું થઇ જવાનું છે?"

રતન—"તું હજી સુધી આ હોળીઓનો આશય જ નથી સમજી!"

ગૌરા—"બરાબર સમજું છું. બધા ઢોંગ છે ચાર દિવસમાં જોશ ઠંડા પડી જશે"

રતન—તું માત્ર એટલું જ કહે કે આ સાડી તને આટલી કેમ વ્હાલી છે તો કદાચ માનું."

ગૌરા—"આ મારી સૌભાગ્યની સાડી છે."

રતનઃ—"(જરા વાર વિચારીને) ત્યારે તો હું તેને કોઇ પણ રીતે નહિ રાખવા દઉં હું વિદેશી વસ્ત્રને આ શુભ સ્થાન આપી નથી શકતો તે પવિત્ર સંસ્કારનું આ અપવિત્ર સ્મૃતિ-ચિન્હ હું ઘરમાં રાખી શકતો નથી, હું એને સૌથી પહેલી હોળીમા ભેટ આપીશ, લોકો કેટલા બુદ્ધિભ્રષ્ટ થઇ ગયા હતા કે આવા શુભ કાર્યોમા પણ વિદેશી વસ્તુઓનો વ્યવહાર કરવામા જરા પણ સંકોચ નહોતા કરતા. હું જરૂર તેને હોળીમા નાખીશ."

ગૌરા—"કેવો અપશુકન મ્હોમાંથી કાઢે છે?"

રતન—"આવી સૌભાગ્યની સાડીનુ ઘરમાં રહેવુંજ અપશુકન, અમંગળ, અનિષ્ટ અને અનર્થ છે."

ગૌરાઃ—"તમે ભલે બળજબરીથી છીનવી લ્યો પણ હું તે ખુશીથી તો આપવાની નથી."

રતનઃ—"તો પછી લાચાર થઇ મને તેમજ કરવું પડશે."

એટલું કહી તે ગૌરાના હાથમાંથી સાડી છીનવી લેવા આગળ વધ્યો. ગૌરાએ તેને બરાબર પકડી રાખી અને રતન તરફ કાતર નેત્રોથી જોઇ કહ્યુંઃ "તમને મારા શીરના કસમ."

કેસર ચાકરડી બોલીઃ—વહુજીની ઇચ્છા છે તો રહેવા દો."

રતનસિંહના આગળ વધેલા હાથ અટકયા. મ્હો મલીન થઇ ગયું. તેઓ ઉદાસ થઇ બોલ્યાઃ "મને વ્રતભંગ કરવો પડશે પ્રતિજ્ઞાપત્રપર મને ખોટી સહી કરવી પડશે. ખેર એ પણ કબુલ.

( ૩ )

સાંજ પડી હતી. બારણાપર સ્વયંસેવકો કોલાહલ કરી રહ્યા હતા. "કુંવર સાહેબ ઉતાવળ કરો અને શ્રીમતિ રાણીસાહિબાને પણ કહી દો કે અમારી પ્રાર્થનાનો સ્વીકાર કરે. બહુજ મોડું થાય છે. ત્યાં રતનસિંહ મુંઝવણમાં પડ્યા હતા કે પ્રતિજ્ઞાપત્ર પર સહી કેમ કરવી. વિદેશી વસ્ત્ર ઘરમાં રાખી સ્વદેશી વ્રતનું પાલન કેવી રીતે થઇ શકશે? જ્યારે પગ આગળ ધર્યો છે ત્યારે પાછા કેમ હઠી શકાય? પરંતુ પ્રતિજ્ઞાનું અક્ષરેઅક્ષર પાલન કરવું અભિષ્ટ પણ નથી. માત્ર તેના આશય પર લક્ષ આપવું જોઇએ. તે વિચારથી મને પ્રતિજ્ઞાપર સહી કરવાનો સંપૂર્ણ હક છે. આ હઠ આગળ કોઇનું ચાલતું નથી. મનપર લઉં તો એક ક્ષણમાં કામ કરી શકું છું પણ તેથી તેને બહુજ દુ:ખ થશે. તે ભાવિક હોવાથી. તેના ભાવનો સત્કાર કરવો એ મારું કર્તવ્ય છે.

ગૌરાપણ ચીંતામાં ડુબી ગઇ હતી. "સૌભાગ્યની સાડી એ સોહાગનું ચિન્હ છે.તેને આગ ..એ કેટલા અપશુકનની વાત છે. એઓ તો ક્યારે ક્યારે

તેના પગ પકડી બેસના હતા. પણ આ વખત એવો ન હતો કે તે ક્યાંક જઈ રહેવા કે બેસવાનું સ્થાન શોધી શકે. જીવનભરમાં તેણે પોતાની મીજાજના કારણે બીજાનું અપમાન કર્યું હતું, આજે અપમાનિત થઇ તેનો આત્મા ઘોર સંતાપમાં પડી ગયો હતો.

જ્યારે તેણે ઘરમાં પ્રકાશ જોયો અને ઉપર જઇ દરવાજો ખુલ્લો જોયો. તે વિચારમાં પડી ગયો પણ તેના પગના અવાજથી સુખદા સાવધ થઈ અને અન્દરથી જોવા લાગી કે કોણ આવે છે. એકવાર ચાર આંખો એક થઇ. પ્રવીણે કાતર દૃષ્ટિથી જોયું અને અંદર દાખલ થયો. સુખદાએ કહ્યું; "જરા માજીને તો જુઓ કેવી સ્થિતિ છે" પ્રવીણ પાછો ફર્યો અને તેની તરફ જોઇને કહ્યું, "શું થયું છે?" એટલું કહીને પોતાની માતા જે ઓરડામાં સુતી હતી ત્યાં ગયો. તેને લાગ્યું કે તેની માતા કઈંક હોશ અને કઈંક બેહોશીમાં છે. તે ધીરે ધીરે કંઇક બબડી રહી હતી. તેની આંખો ફાટી ગઈ હતી. સુખદાએ કહ્યું; "માજી; એ આવી ગયા છે." માતાએ મુખ ઉંચુ કરી પુત્ર તરફ જોયું. કેવી કરૂણ તે દૃષ્ટિ હતી? નિરાશા તેમાં પ્રત્યક્ષ થતી હતી તેનો શ્વાસ રૂંધાઇ ગયો. આંખમાં આંસુના એક બે બીન્દુ દેખાયા. નિષ્ઠુર પ્રવીણ હજી માનમાંજ ઉભો હતો. તે સ્તબ્ધ-ચૂપચાપ શુષ્ક દૃષ્ટિથી માતાનું જોઈ રહ્યો હતો. માતાથી પુત્રનો આ વ્યવહાર સહન ન થઈ શકયો. તે હવે કલ્પાંત કરી રોવા લાગી. સુખદાએ કહ્યું; "જરા સંભાળો નહિં તો એમને ફરી મૂર્ચ્છા આવી જશે," એ કલાકમાં હમણાંજ હોશમાં આવ્યા છે. પ્રવીણ ખાટલા પર બેસી ગયો. માતાના મસ્તિકને ખોળામાં લઈ લીધું. પણ તેના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિં. તેને શું કહેવું તે સુઝયુંજ નહિ. તે એક યંત્રની પેઠે માતાના માથાને ખોળામાં રાખી સ્થીર બેસીજ રહ્યો.

સુખદાએ કહ્યું: "આ વખતે થોડું દુધ મળી શકશે? પ્રવીણે કહ્યું; આ વખતે દુધ ક્યાંથી મળે? દુકાનો તો બંધ થઇ ગઇ છે."

વૃદ્ધાએ આંખો બંધ રાખીને જ દુધ લાવવાની ના કહી. પ્રવીણે કહ્યું; મા, તારી તબીયત કેમ છે?

વૃદ્ધાએ હાથ ઉંચો કરી પુત્રના શરીર પ ફેરવ્યો. આંસુની અસ્ખલિત ધારા તેના શુષ્ક ગાલને ભીંજવવા લાગી,પ્રવીણના હૃદયમાં માનની જે અટલ દિવાલ ઉભી થઈ ગઈ હતી તે એકાએક તૂટી પડી. તેના મનપર જે અસહ્ય અને અથાગ બોજો પડી રહ્યો હતો તે એકદમ ખસી ગયો. આવેગમાં માતાના હાથ પકડી તે એક ન્હાન બાળકની પેઠે રડી પડયો. સુખદા ગભરાઇ ગઇ તે પતિને કઇક સ્હમજાવવાના ઉદ્દેશથી કહેવા લાગી; આ શું કરો છો? પુત્રના આંસુઓએ દવાનું કામ કર્યુ. વૃદ્ધાએ રૂંધાયલા કંઠે કહ્યું બેટા તું કયાં ચાલ્યો ગયો હતો?" આ સુશીલા વહુ અને દુઃખી માતું તેં જરા પણ ધ્યાન નહિ કર્યુ?" પ્રવીણ ચૂપચાપ આંસુ વહેવડાવતો રહ્યો વૃદ્ધાએ ફરી કહ્યું; "તને છેક ન્હાનો મૂકી તારા પિતા ચાલી નીકળ્યા હતા. તને છાતીમાં ચાંપી મેં રંડાપા અને ગરીબીના દિવસો વીતાવ્યા છે. અનેક કષ્ટો વેઠી તને મોટો કર્યો છે. તારો વિવાહ કર્યો. મને લાગતું કે પુત્ર મોટો થતાં દારિદ્ર ઘર છોડી જશે. તું મોટો તો થયો પણ દારિદ્રયે આ ઘર ન છોડયું. તારા આ રાજ્યથી તો મારા વૈધવ્યનું રાજ સારૂં હતું.એટલું કહીને તે ખૂબ રડવા લાગી. આ કરૂણ તિરસ્કારથી પ્રવીણનું હૃદય ગળી ગયું.પોતાના દુઃખોની-કુટુંબની નિરાધારતાની મૂર્તિમંત ભાવના તેની આંખોની સ્હામે રમી રહી. તેની ઈચ્છાઓ અને અભિલાષાઓ જે ગૃહસ્થીની ચક્કીમાં પીસાઇને ચૂર ચૂર થઈ ગઈ હતી તે અત્યંત ભયંકર ભાવથી તેની સ્હામે ખડી થઈ અને તેની જે પ્યાસ હજી પણ જીવિત હતી તે

તેના રોમરોમમાં જ્વાલા ભોંકવા લાગી. તેણે ભરેલા કંઠથી કહ્યું, "માતા! માત્ર હું જ સર્વ અપરાધોનું મૂળ નથી. સન્તાનને ઉત્પન્ન કરી તેને સંસારના પગતળે કચડાવવા ફેંકી દેવું એ માતા પિતાનું કર્તવ્ય નથી. હું આ ઘરમાં, આ દશામાં સંતુષ્ટ રહેવા ઘણી ઇચ્છા કરું છું પણ મારાથી તેમ નથી રહેવાતું.

વૃદ્ધા ફરી એક વાર જોરથી રડી પડી અને બોલી "મારા પુત્રને આ ઘરમાં કંઈ પણ સુખ નથી મળ્યું. બેટા, શું તું આ ઘરમાં રહેવા યોગ્ય હતો? તું તો કોઈ રાજ્ય ઘરાણામાં જન્મ લેવા યોગ્ય હતો. વિધાતાએ મારા જેવી ગરીબ વિધવાને તારા જેવા પુત્રનું દાન શા માટે કર્યું હશે! બેટા કોણ જાણે તારા ભાગ્ય કેવાં હતાં! તારું ચંદ્ર જેવું મુખ માત્ર પેટ ભરવાને કાજે રખડવા રઝળવાથી કેવું કરમાઈ ગયું છે? આ શરીર, આ હાથ પગ શું મજુરી કરી કમાવવા યોગ્ય છે!" એટલું કહી ડોસી રડતી રડતી પુત્રના શરીર પર હાથ ફેરવવા લાગી. ફરી બોલી, બેટા! જા મિથી રાખે રામ તારી મિથી રહીએ. ટેણે અહીં જન્મ આપ્યો છે તો અહીં રહેવું જ પડશે. તું જ આ અભાગિનીનો એક માત્ર આધાર છે. મારી આંખોની જ્યોતિ છે. મારા ઘરની માયા છે બેટા! સંતોષ રાખવાથી મીઠાં ફળ મળે છે. દુનિયામાં અનેક વસ્તુઓ છે પણ સૌને કંઈ થોડું મળે છે!"

પ્રવીણ ચૂપ ચાપ માથું નીચું કરી રડી રહ્યો હતો. વૃદ્ધાએ તેના આંસુ લુછી કહ્યું, "પુત્ર! હું શું તારા મનની વ્યથા નથી સમજી શકતી પણ શું કરું? મારા હાથમાં તેનો ઉપાય નથી. વિધાતાના અંક મિથ્યા થતા નથી."

પ્રવીણની ગ્લાનીની હદ વધી ગઇ હતી. ને વિચારવા લાગ્યો. હું કેવો કાયર, પામર અને નીચ છું કે માતાની નિન્દા કરું છું. જે માતાએ જે બીજાનાપણે મને જન્મ આપ્યો તે માતાને મારા જન્મના બીજાનારૂપ આ ઘરને હું તુચ્છ અને ઘૃણીત સમજું છું. મારો ઘમંડ કેવો છે? શું ખરેખર હું રાજા બનવાને યોગ્ય હતો? મારા જેવો અભિમાની, મૂર્ખ અને નિર્દય મનુષ્ય જો કોઈ સૌભાગ્ય સ્થાન પર હોત તો નિશ્ચય સૌભાગ્ય ત્યાંથી પલાયન કરી જાત!

માતાએ કહ્યું, "મારા લાલ હવે રડ નહિ હોય, તને ધીરજ આપવા જેટલી મારામાં બુદ્ધિ નથી. મારું હૃદય કંઇ પણ કામ નથી આવતું. અને નકલી વસ્તુનું કંઇ પણ મુલ્ય નથી ઉપજતું. મેં જેમ તને છાતીનું દૂધ દઇને પોષ્યો હતો તેમજ પોતાના લોહીને વેચી તને ધનવાન કરી શકત તો મારું જીવન સફળ થાત." પ્રવીણ હાહાકાર કરી માતાના ચરણોમાં પડી ગયો, અને બોલ્યો, "માતા! હું ધિક્કારને પાત્ર છું. મારા જેવા નીચ મનુષ્યને નર્કમાં પણ સ્થાન નહિ મળે. તારા જેવા પૂજ્ય પવિત્ર ચરણોને છોડીને ક્યાં ભટકું છું? ધન અને સંપદા તો મનુષ્યના પગમાં આળોટે છે પણ મારા જેવા કુલ કલંકો તો અધમ દશાનેજ યોગ્ય છે માતા! મારા અપરાધ ક્ષમા કર."

સુખદાથી આ જોઈ ન શકાયું. તે ત્યાંથી ચાલી ગઈ. વૃદ્ધાએ પુત્રને છાતીથી ચાંપી કહ્યું, બેટા, પારકી છોકરી પૈસાથી નથી ખરીદાતી. દાતા દાન કરી દે છે, દાન લેનાર ભિખારીની સમાન તુચ્છ છે જ્યાં પારકી દીકરીનું અપમાન થાય છે તે ઘરમાં સુખ નથી હોતું. હું જાણું છું કે તે તારા માટે યોગ્ય નથી, પણ એના જેવી લક્ષ્મી વહુ શોધે પણ નમળે. બેટા! તેં તેને ઓળખવાનો પ્રયત્ન નથી કર્યો. હું તેને બરાબર ઓળખી ગઈ છું જો તે ન હોત તો તારી આ દુખી મા ક્યારનીએ રામ શરણ થઇ ગઈ હોત. ભિખારી પેઠે અભાગમાં મધરાત સુધી ઘરના કામમાં પોતાના રક્તનું બલિદાન આપે છે. બે ટાણાં પેટ ભરવા અન્નના દાણાને મોંમાં નથી

નાંખતી. તારૂં ફાટેલું ધોતીયું પહેરે છે અને તારી વધેલી એંઠ ખાય છે. બેટા! દામ આપીને લીધેલી બાંદી પણ આટલી ગુલામી નથી કરી શકિત. એક એક કરીને તેના સર્વ દાગીના આપણા પેટમાં ચાલ્યા ગયા છે પણ તે કદી મ્હોં નથી મરડતી જ્યારે જુઓ ત્યારે હસતી જ રહે છે. તું સદા તેને તિરસ્કારતો જ રહ્યો છે પણ બધું તે સહી લે છે. બેટા! જો તે તારો જરા પણ આદર પ્રાપ્ત કરતે તો તેના શરીરમાં શેરેક લોહી વધતે."

આ સાંભળતાં સાંભળતાં પ્રવીણનું હૃદય કંપી ઉઠયું. તે અંદરને અંદર શ્વાસ રૂંધી મરવા લાગ્યો. કંઈક બોલવા ચાહતો હતો પણ બોલી ન શકાયું. વૃદ્ધા ફરી કરૂણ સ્વરમાં બોલી. અમારા પણ જ્યારે દિવસ હતા ત્યારે તારા પિતાએ મ્હોં ઉઘાડી એક શબ્દ પણ નથી કહયો. સાસુજી વહુરાણી કહીને બોલાવતી. સસરાજી ઘરમાં પ્રવેશ-કરતાંજ બેટા લક્ષ્મી કહીને પુકારતા હતા. અને જરા પણ કામ કરતાં જોતાં તો સાસુજીથી ઝગડતા હતા. તારા પિતાની આ રીત હતી. મણ લેખે જણસો લાવી ઘરમાં નાંખતા ને ગમે તેટલું નુકશાન થાય પણ મ્હોંમાંથી એક શબ્દ ન હોતા કહાડતા. જ્યારે જુઓ ત્યારે મુખ મલપતું જ રહેતું. તે દિવસ તો ચાલ્યા ગયા. એ સાસુ અને સસરા પણ ગયા. અને અંતમા તારા પિતા પણ ગયા. હું એવી અભાગિણી કે જે વહુ નું સુખ આ ધરમાં મેં ભોગવ્યું તે મારી વહુને હું ન આપી શકી. અભાગીનીને સસરાનું વ્હાલ તો નસીબમાંજ ન હોતું, સાસુ પણ રોગીણી મળી. હું તેને સુખતે શું આપવાની હતી? પણ સ્હામી તે બિચારી મારી સેવા સુશ્રુષા કરી રહી છે. આ ઉમર ખાવા પીવાની અને મોજ માણ-વાની હતી પણ વિધાતાએ તેનાપર બધી ગૃહ-સ્થીનો ભાર લાધી દીધો છે. તે પર પણ બેટા! તું તેને સીધી નજરે નથી જોતો. તે દુઃખી બીચારી કોના આશરા તરફ નજર નાંખે? અબળા સ્ત્રીનો પોકાર માત્ર પતિ સુધી જ છે. જો પતિનો આદર પતિની મીઠી નજર ન પ્રાપ્ત કરી શકે તો સંસારમાં તેને કંઇ પણ સૂઝ તું નથી. અને જો તે આદર મળે તો તે હસતાં હસતાં પ્રાણ ન્યોચ્છાવર કરી શકે છે." એટલું કહી વૃદ્ધાએ પોતાના આંસુ લુંછી નાંખ્યા. આ વખતે સુખ-દાએ ઉદાસ મ્હોંથી ઘરમાં પ્રવેશ કર્યો. પ્રવીણને ભાસ્યું કે તે જાણે તેના અત્યાચારની પ્રત્યક્ષ મલીન મૂર્તિ છે. તે વખતે તે સુખદાને એક તપ-સ્વીનીના રૂપમાં જોવા લાગ્યો કરૂણાંથી તેની આંખો ભરાઇ ગઇ. તે નીચી નજર કરી જાણે ધરતીમાં સમાઈ ગયો હોય. વૃદ્ધાએ પુત્રની પીઠપર હાથ ફેરવી તેને પ્યારથી થાબડયો. પછી વહુને કહ્યું; "વહુ, જાઓ સૂઈ જાઓ. શું આખી રાત આમજ વીતશે?" પ્રવીણ એટલો તો લજ્જિત થઈ ગયો હતો કે એક શબ્દ પણ બોલ્યા વિના ઓરડાની બહાર ચાલ્યો ગયો. સુખદા તેને બીછાના પર સુવડાવી પાછી સાસુની સેવામાં જવા લાગી. પ્રવીણે તેનો હાથ પકડી લીધો પણ કંઇ કહ્યું નહિ. સુખદાએ કહ્યું; તમે સુઈ જાઓ! હું જરા માજીના સિરમાં જુના ઘીની માલીસ કરી આવું. પણ પ્રવીણથી ન સુખદા તરફ જો-વાયું કે ન કંઇ બોલાયું. તે સુખદાના ચરણોમાં લેટીને કરૂણ ક્રંદન કરવા લાગ્યો. સુખદાએ કહ્યું હટો! હટો! આશું કરી રહ્યા છો? પ્રવીણે કંઈ પણ ન સાંભળ્યું. સુખદાએ અતિ કઠીનતાથી પગ છોડાવ્યા. પ્રવીણે રૂંધાયલા કંઠથી કહ્યું; વ્હાલી! હું પતિ થઈ તારી સાથ પશુની માફક વ્યવહાર કરૂં છું અને તું સ્ત્રી થઇ પતિની માફક મારી રક્ષા કરે છે. સુખદા એક પાષાણની મૂર્તિની પેઠે ઉભી રહી. તેની આંખોમાં આંસુ નહોતા. પ્રવીણથી ન રહેવાયું તેણે તેને ખેંચીને છાતી સરસી ચાંપી લીધી. ઘણા દિવસો પછી પતિના આદરને પ્રાપ્ત કરતાં સુખદાના આંસુ

ઉભરાઇ આવ્યાં. અને તેજ અંધારી કોટડીમાં સ્વામીની ગોદમાં માથું રાખી કલાકો સુધી રડતી રહી. અને તેજ સ્થીતિમાં-રડતાં રડતાં જ નિદ્રાધીન થઇ ગઇ. પ્રવીણને એ રાત્રિએ ક્ષણભર પણ ઉંઘ ન આવી. તે સાધ્વી સુખદાને છાતીમાં લગાડી પોતાના અનુતાપની આગને બુઝાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતો રહ્યો.

---

## પ્રકરણ ૧૬ મું

સૂર્ય પોતાના તેજોમય કિરણોથી અતિશય ધીરતાપૂર્વક ખારા સમુદ્રમાંથી રસના કણ ચુંટી ચુંટી આકાશમાં અતિ પરિશ્રમપૂર્વક સંચય કરે છે તે જલબીન્દુ નથી હોતા મલીન કે નથી હોતા ખારા પરંતુ આકાશમાં તેમને કોઇ સંબંધ રહેતું નથી તેમનું પતન થવું એ સ્વાભાવિક ક્રિયા છે. તે જમીનપર પડી ધુળમાં મળી જાય છે. ભગવતીની દશા પણ તેવીજ હતી તે ઘણો સરળ અને આનંદી સ્વભાવનો હતો અને તેને આનંદની મુર્તિ જેવી વહુ મળી હતી. પણ પ્રવીણનું દુઃખ તેમાં ધુળની પેઠે મળી ભગવતીના સુખ સાગરને મલીન કરી રહ્યું હતું. તેને લાગતું કે મારા સુખમાં ન્યૂનતા છે.

પહેલાં તો તેને પ્રવીણની ઉદાસીનતાનું ધ્યાન નહોતું. પણ પછી એ સંબંધી વાતો થઈ અને સ્ત્રીનું પ્રિય સમાગમ તેને પ્રાપ્ત થયું ત્યારે આ પુરૂષમાં પ્રેમનો અભાવ—કિંવા ઉદાસીનતા એ કેવું કષ્ટ છે તે તેને ગંભીરતાથી દેખાવા લાગ્યું અને મિત્રના દુઃખે પોતે દુઃખી થવા લાગ્યો. તે એટલે સુધી કે જ્યારે તેને વહુ તરફથી પૂર્ણ સુખ મળતું ત્યારે તેનાથી પ્રવીણની વાત પોતાની સ્ત્રીને કહેવાઇ જતી.

તે બહુજ વિચાર કરતો હતો. પણ પ્રવીણની આટલી ગંભીર ઉદાસીનતાનું કારણ તેની સમજમાં આવતું ન હોતું. તે આ વિષયમાં પ્રવીણ સાથે ખુલ્લી રીતે વાત કરતાં અચકાતો હતો. કારણકે તેને એમ સમજાયું હતું કે એ દુઃખનું કારણ ઘણે અંશે સુખદા છે. પણ એ વાત તે કોઈ પણ રીતે સમજી શકતો ન હોતો કે સુખદા જેવી એક કમનીય અને મધુર વ્યવહાર વાળી સ્ત્રીથી તેને આટલી વિરક્તી કેમ હોઈ શકે.

તે બહુધા પોતાના સુખી જીવનની રહસ્યમય ઘટનાઓને લઇ ઘરથી નીકળતો. એ ઘટનાઓ તેના કંઠ સુધી ભરાયલી રહેતી. જાણે એ વાતોને તે જીરવી શકવા અસમર્થ હોય. ઉમંગ અને આનંદની લહેરોમાં તે પ્રવીણ પાસે જતો કારણકે એ ઉલ્લાસ વ્યક્ત કરવાનું તેને માટે બીજુ સ્થાન નહોતું. પણ પ્રવીણની અનંત ઉદાસીને જોઇને તેનું હૃદય ઠંડુ પડી જતું. તેમજ પ્રવીણ પાસે તેને દિલાસો આપવા કે કોઇ દુઃખની વાત કરી પોતાનું અંતર સુખ છુપાવવા પણ તે અસમર્થ થતો.

યુવાન સ્ત્રી પુરૂષના સ્વર્ગ બનાવનારું પરિણામ નવોઢાની ગર્ભાવસ્થા પતિને માટે અતિ આલ્હાદ જનક છે ભગવતીને એ આલ્હાદનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું આનંદી અને સરળ તેમજ પતિના સુખથી અતિ સુખી ભગવતીની સ્થીતિ આથી કેવી થાય ! તે થોડા દિવસ તો પાગલ જેવો થઈ ગયો. આનંદના સાગરમાં તે તરવા લાગ્યો. સાથે તેને એમ પણ લાગ્યું કે પ્રવીણના લગ્નને આટલા વરસો વીતી ગયા છે છતાં તેને એ સુખ પ્રાપ્ત નથી થયું ! પહેલાં તેને આ વિચાર ન હોતો થયો પણ હવે ખરેખર પ્રવીણના ભાગ્યપર તેને દયા આવવા લાગી પોતે અતિ ઉલ્લાસમાં છતાં મિત્રની ઉદાસીનતા જોઈ પોતાના હૃદયની ઘટના તે છુપાવવા લાગ્યો પણ તેને ખબર નહોતી કે આ વાત થોડા દિવસ જ છુપાવી શકાય છે. છેવટે તે ઘડી આવી પહોંચી. તેની વૃદ્ધ માતાએ કહ્યું; "જા જલ્દી તારી ભાભી અને પ્રવીણને બોલાવી લાવ. અને પ્રવીણને એક દાઇ બોલાવી આવવાનું પણ કહેજે."

ભગવતી ગભરાયો તો ખરો પણ તેને જવું પડ્યું. મનમાં ઉલ્લાસ હતો પણ કષ્ટથી એ ઉલ્લાસ તેને દબાવવો પડતો. તે પ્રવીણની દુકાને પહોંચ્યો. જોયું તો પ્રવીણ પોતાની દુકાનમાં ઉદાસ બેઠો હતો. ભગવતી પણ ગંભીર થઈ તેની પાસે બેસી ગયો. પણ આ વખતે આમ બેસવું તેના માટે કઠીન કામ હતું. તેના રોમ રોમમાં ઉતાવળ હતી. પણ આ ઉતાવળ બતાવતાં પોતાના અંતરની પ્રસન્નતા પ્રકટ થઈ જવાનો ભય હતો. દુઃખી પ્રવીણ પાસે એ પ્રસન્નતા કેમ દર્શાવાય? છેવટે પ્રવીણે જ પુછ્યું; "ભગવતી ઉદાસ કેમ બેસી રહ્યો છે?"

ભગવતીના જીવમાં જીવ આવ્યો. તેણે કહ્યું; ઉદાસ તું છે કે હું?"

પ્રવીણે કહ્યું; "પણ મારી ઉદાસીનતાનું તો તે કંઇ પૂછ્યું જ નથી."

ભગવતી લજ્જિત થયો. "શું તારા જીવને કંઈ બેચેની છે!"

પ્રવીણે ઠંડા અવાજમાં કહ્યું; તને શું જણાય છે? ભગવતી સહજ ગભરાયો. તેણે માંડું અંજાતાં કહ્યું; એવુ જ જણાય છે. અને તું તો આમ પણ ઉદાસ જ રહે છે." આટલું કહેતાં ભગવતીને જાણે મૂળ વાત કરવાની ગરજ આવી તેને જવાબ માટે આશા ભરી દૃષ્ટિથી પ્રવીણ તરફ જોયું. પ્રવીણ જરા હસ્યો અને એ શિથીલ હાસ્યમાં જાણે મનની વાત સરી ગઈ હોય. એમ લાગ્યું. જેમ બાળક કોઈ ગંભીર વાત પૂછે અને તેને હસીને ટાળી દેવામાં આવે તેમ જ પ્રવીણના હાસ્યમાં ભગવતીની વાતનો જવાબ ટળી ગયો. તેણે સહજ સ્વભાવ કહ્યું;

"આ વખતે કેમ આવ્યો."

ભગવતી એ કહ્યું, પણ તારી તબીયત કેમ છે એ તો કહે!"

પ્રવીણે તેની તરફ તાકી કહ્યું; "તો શું મારી તબીયતના સમાચાર પુછવાનેજ હમણા અહીં આવ્યો છે!"

ભગવતીએ નીચું માથું કરી કહ્યું; "તને માજીએ બોલાવ્યો છે.

"કેમ!"

ભગવતીએ દબાયલા અવાજે કહ્યું; "ભાભી અને માજી તો ગયા પણ હશે હું ઘેર કહેતો આવ્યો છું. એક દાક્તરને પણ બોલાવી લેવાનું કહ્યું છે."

પ્રવીણે કહ્યું; "દાક્તર!"

ભગવતીએ માથું ઉંચુ કરી કહ્યું; "હા."

"તો પછી આમ નિરાંત કરી ટટ્ટ કલેજે કેમ બેસી રહ્યો હતો! તું ઘેર આવ હું દાક્તરને બોલાવી આવું છું."

---